# સ્વાધ્યાય



લેખક: હરિપ્રસાદ દેસાઈ

# ચિત્ર પરિચય.

[ પૂંઠા પર બેરંગી ચિત્ર શ્રી કનુભાઇ દેસાઇએ આખાય ‘ સ્વાધ્યાય ’ પુસ્તકના ભાવને મૂર્ત કરતું દોર્યું છે. તેની સમજ ટૂંકમાં અહીં આપવામાં આવી છે. ]

● પૃથ્વી, સરોવર, કમળ અને ચંદ્ર: એ સંસાર, મનુષ્ય જીવન, પવિત્રતા અને કોમળતા અને આનંદ સમાધિનાં સૂચક છે. ‘ સ્વાધ્યાય ’થી આપણા હૃદય કમળની હજારો પાંખડીઓ ખીલી ઊઠે છે, અને જડતાનો નાશ થાય છે. ટાગોરની પ્રાર્થના જેવું જ આ ચિત્ર મધુર ગાન કરી રહ્યું છે કે:—

" અંતર મમ વિકસિત કરો!
અંતર તર હે! "



વર્ષ ૫મું

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા
કુલ પુસ્તક ૨૪મું

પુસ્તક ૧લું

# સ્વાધ્યાય

-: લેખક :-
ડો. હરિપ્રસાદ દેસાઈ
-: પ્રસ્તાવના :-
પ્રો. આથવલે એમ. એ.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.

-: પ્રકાશક :-

પુરૂષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર ૨૪૫૬; ભદ્ર : અમદાવાદ.





પ્રથમાવૃત્તિ

૨૨૦૦ પ્રત



-: કિંમત :-

કાચુ પૂઠું રૂા. ૧-૦-૦

પાકુ પૂઠું રૂા. ૧-૪-૦

-: મુદ્રક :-

મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ,
ઘીકાંટા—અમદાવાદ.

# અર્પણ

ચી૦ ભાઈ ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજીને,

જેઓ મારા નાના ભાઈ જેવા હોવા છતાં મારા મિત્ર તત્ત્વ૦ જ્ઞાની અને દોરનાર છે. જેમણે મને વારંવાર અને ખાસ કરીને જેલમાં હતો ત્યારે અમૂલ્ય ગ્રંથો આપીને મારી જ્ઞાનપિપાસા તૃપ્ત કર્યા કરી છે. એમણે જે પુસ્તકો આપ્યાં તે વગર આ ગ્રંથ જ તૈયાર થાત નહિ.

હરિપ્રસાદ.

## નિવેદન

### સ્વાધ્યાય

ગૃહલક્ષ્મી ગ્રંથમાળા આપ સૌના સહકારથી પાંચમા વર્ષમાં પ્રવેશે છે. પાંચમા વર્ષનું પહેલું પુસ્તક 'સ્વાધ્યાય' ગૂજરાતના સમર્થ સાહિત્યકાર, અને તત્ત્વચિંતક ડૉ. શ્રી હરિપ્રસાદ દેસાઈનું છે. એમાં નવલકથાના કે ટૂંકી વાર્તાના પાત્રો નથી પરંતુ આત્મા સાથે સર્જનહારની તનમયતા સાધતા ટૂંકા પણ ગર્ભિત વિચારોની હારમાળાઓ છે. હાલના તબક્કે આવા પ્રકાશનની આવશ્યકતા હતી જે આથી પૂરી પડે છે, ગૂજરાત એનું અધ્યયન કરી જીવનમાં ઉતારવા પ્રયાસ કરશે તો પ્રકાશન સફળ થયેલું માનીશું. ડૉ. શ્રી હરિપ્રસાદભાઈએ આ પુસ્તક મહેનત લઈ તૈયાર કરી આપ્યું છે તે બદલ અમો તેમના આભારી છીએ.

## પ્રો. આથવલે

પુસ્તકની શરૂઆતમાં પ્રો. આથવલે જેવા વિદ્વાનની અભ્યાસ-પૂર્ણ પ્રસ્તાવના પ્રથમ વાંચી જવા આગ્રહ છે અને એ વાંચ્યા પછી આખુંય પુસ્તક જોશો તો હિંદની પ્રાચિન સંસ્કૃતિ જ યુરોપની આધુનિક સંસ્કૃતિનું મૂળ છે એ સમજાશે.

## 'બાલ જગત'

નવચેતન સાહિત્ય મંદિરના પાંચ વર્ષના પ્રયાસ અને અનુભવ પછી એનું ક્ષેત્ર વિસ્તૃત કરવા 'બાલ જગત' માસિકને તેના તંત્રીઓ અને સ્થાપક શ્રી સોમાભાઈ ભાવસાર અને શ્રી દિનેશ ઠાકોરના સંપૂર્ણ સહકારથી અમે પોતાનું કર્યું છે. ગૂજરાતના સંસ્કારી કુટુંબો અમારી બહુ જ મંથન પછીની આ પ્રવૃત્તિને પોતાના બાળકોના ચારિત્ર અને સંસ્કાર પોષક કાજે પોતાની કરી લેશે એવી નમ્ર પ્રાર્થના છે.

## યુરોપિય વિગ્રહ

યુરોપની ભિતરમાં આજે દાવાનળ સળગી રહ્યો છે. એ ક્યારે શાંત થશે એ કહેવું મુશ્કેલ છે. આવા સંજોગોમાં કાગળના ભાવોમાં ઘણોજ ઉછાળો આવેલો છે. એ જોતાં લવાજમ વધારવું અમને ઠીક લાગ્યું નથી પરંતુ વર્ષની આખરે જરૂર પડે જ થોડાક પાના ઓછા કરીશું એટલું નમ્રભાવે જણાવીએ છીએ.

નવચેતન સાહિત્ય મંદિર<br>૨૪૫૬; ભદ્ર : અમદાવાદ

લિ. સેવકો<br>પુરૂષોત્તમ પારેખ<br>નટવરલાલ વોરા

## લેખક તરફથી

સુભાગ્યે ગૂજરાતમાં વાંચનનો શોખ વધતો જાય છે અને વર્તમાન પત્રો, સામાયિકો, ખાસ અંકો, ગ્રંથમાળાઓ ઇત્યાદિનો પ્રચાર ઠીક પ્રમાણમાં થઈ રહ્યો છે. નવચેતન સાહિત્ય મંદિર તરફથી ચાલતી 'ગૃહલક્ષ્મી' ગ્રંથમાળાના ભાઇઓ સાથે એક શુભ ચોઘડિયે મારે વાતચીતનો પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારે મેં એમને પૌષ્ટિક ખોરાક જેવો "જ્ઞાનામૃતં ભોજનં" પણ પ્રસંગોપાત પોતાની ગ્રંથમાળામાં થોડું સાહસ ખેડીને પણ તેઓ આપે તો દેશને બહુ ફાયદો થશે એમ જણાવ્યું. મને કહેતાં બહુ જ આનન્દ થાય છે કે એમણે મારી વિનંતિ સ્વીકારી અને આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું જોખમ ખેડ્યું. આ માટે એ બન્ને ભાઈઓ શ્રી પુરૂષોત્તમ પારેખ અને શ્રી નટવરલાલ વોરાનો હું આભારી છું.

મારા સમાન ધર્મિ મિત્ર, અધ્યાપક આથવલેએ, આ ગ્રંથની પ્રસ્તાવના લખી આપવા જે કૃપા કરી છે એમનો ઉપકાર પણ કદાપી ભૂલી શકીશ નહિ. જે વિદ્વત્તાપૂર્ણ વિવેચન તેમણે પ્રસ્તાવનામાં કર્યું છે તે મારાથી થઇ શકવાનું ન્હોતું. કારણ કે શાસ્ત્રો અને તત્ત્વજ્ઞાનનો પદ્ધતિસર અને ઊંડો અભ્યાસ જેવો એમણે કર્યો છે એવો મેં નથી કર્યો. આજથી અઢાર વર્ષ ઉપર, રાષ્ટ્રની સેવા અર્થે એમણે ગૂજરાત કૉલેજના પ્રોફેસરની સરકારી નોકરીનું રાજીનામું આપ્યું અને ગૂજરાત વિદ્યાપીઠમાં સ્વાર્થ ત્યાગથી, સાચા ગુરુનું પદ શોભાવ્યું તે દિવસથી તેઓ સાહેબ મારા ભક્તિપાત્ર બન્યા હતા. પછી તો દૈવયોગે અમે વધારે ને વધારે નજદીક આવતા ગયા અને સભાઓ, પરિષદો, સંસ્થાઓ ઇત્યાદિમાં અને છેવટે કારાવાસમાં પણ અમે સાથે રહ્યા અને પ્રેમની સગાઇથી જોડાઇ ગયા.

પરન્તુ પ્રેમ આંધળો છે અને તેથી એમણે મારા જેવા એક નમ્ર અભ્યાસીની કૃતિને, સાતમે આકાશ ચડાવી દીધી છે તે માટે વાચક વર્ગ અમને ક્ષમા કરશે એટલી યાચના છે.

આ ગ્રંથનાં પ્રકરણો લગભગ આઠ નવ વર્ષ દરમિયાન છુટક છુટક લખાયાં છે. પરન્તુ એમાંના એંશી એક પાના મારા સ્વર્ગવાસી મિત્ર હિરાલાલ ત્રિભોવનદાસ પારેખે, બુદ્ધિપ્રકાશમાં પ્રસિદ્ધ કરી મને ઉત્તેજન આપ્યું હતું. આ પુસ્તક જોવા એ નથી રહ્યા એ મારે માટે આજે શોકનો વિષય છે. લડાઇને લીધે ઘણાં પ્રકરણો કહાડી નાખતાં સળંગ વિચારણામાં સહેજ ત્રુટીઓ રહી ગઇ છે તે માટે પણ હું વાંચક વર્ગની ક્ષમા માગું છું. હજી નવીન તત્ત્વવિચાર અને જીવન સિદ્ધાંતોને સંપૂર્ણ સ્વરૂપે રજૂ કરવાનું મારું કામ અધુરું છે. ઇશ્વર ઇચ્છા હશે તો એને પૂરું કરવાની આશા રાખું છું—

કારતક }<br>૧૯૮૬ }

હરિપ્રસાદ દેસાઈ

૨૧૯૯૭

## પ્રસ્તાવના.

એ દિવસો કદી ભૂલી શકાય તેમ નથી; ૧૯૩૨ ના સત્યાગ્રહની લડતમાં ઉતરેલા અને એ ગુજરાતના મહાસભાવાદીઓ સાબરમતીની જેલમાં પૂરાયા હતા. જેલજીવનમાં હાડમારી, ઇષ્ટજનનો વિયોગ, અધિકારીઓનો અપમાન ભરેલો વર્તાવ વગેરે અનિષ્ટ વાતો ગમે એટલી હોય પણ સમાન ધ્યેયના, સમાન વિચારના, સમાન સંસ્કૃતિના અમે બધા રાજકિય કેદીઓ રાતદિન એકઠા રહેવા આવ્યા એ વાત સૌને મન અત્યંત પ્રિય થઈ પડી હતી. અમે બધા સાબરમતીમાંના બી વર્ગના કેદીઓ હતા. બધા સમાન ભૂમિકા ઉપરના છતાં અમારા અભ્યાસના તથા વ્યવસાયના વિષયોમાં રમણિય વિવિધતા હતી. અમારામાંથી કોઇ વકીલો. કોઈ ડૉકટરો, કોઈ પ્રોફેસરો, કોઇ વેપારીઓ અને કોઇ સદ્‌ગત મણિલાલ કોઠારી જેવા રાજકારણ જ પોતાનો વ્યવસાય માનનારા હતા. સાહિત્ય વિષયક રૂચીમાં પણ અમારા મંડળમાં રમ્ય વૈચિત્ર્ય દેખાતું. અમારામાંના કેટલાક ભાઈઓ ઘણેભાગે ધાર્મિક સાહિત્ય જ વાંચતા, કેટલાક તત્ત્વજ્ઞાનના ઉપાસક હતા, કેટલાક લલિત વાઙ્મયનું રસસેવન કરતા. ધ્યેયની એકતા અને રૂચીની અનેકતાનો મનોહર સંયોગ અમને ત્યાં જોવામાં આવતો, ત્યાં બબ્બે જણને એક એક કોટડી આપવામાં આવેલી. આમાંની એક ઓરડીમાં હું અને આ 'સ્વાધ્યાય' ના લેખક ડૉ. હરિપ્રસાદ દેસાઇ બન્ને રહેતા હતા. અમારો બન્નેનો ત્યાંનો સહવાસ કેવળ સારીરિક નથી માનસિક પણ છે એમ અમને થોડાજ દિવસોમાં માલૂમ પડયું. ડૉ. હરિપ્રસાદ ભાઇનો વ્યવસાય વૈદકશાસ્ત્ર અને મારો સંસ્કૃત સાહિત્યશાસ્ત્ર છતાં અમારા રૂચીના તથા પ્રેમના વિષયો લગભગ એક જ હતા, ભિન્ન વ્યવસાયની બે વ્યકિતમાં ઉપાસના–વિષયનું ઐક્ય મળી આવે એ દુર્લભ વસ્તુ છે. છતાં એ અપૂર્વ યોગ અમારી બાબતમાં ત્યાં સધાયો. ડૉકટર સાહેબને સાહિત્ય અને તત્ત્વજ્ઞાનમાં ઘણો જ રસ, અને મને એજ બે વિષયોમાં પ્રેમ; ફરક આટલો જ કે મારા સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના અભ્યાસનુ ક્ષેત્ર–પ્રાચીન સંસ્કૃત

સાહિત્ય અને ડૉકટર મહાશયનુ ક્ષેત્ર—અંગ્રેજી મુખ્યતઃ અને ગૌણ રીતે ઇતર ભાષા સાહિત્ય. અને આટલી ભિન્નતા તો બહુ જ ઉપયોગી નિવડી, કારણ કે તેથી એક બીજાના અભ્યાસની સારી પેઠે પૂર્તિ થતી. ડૉકટર મહાશય મને પશ્ચિમના તત્ત્વજ્ઞાનીઓ તથા વૈજ્ઞાનિકોના વિચારોનો પરિચય કરી આપતા અને હું તેમને પૂર્વના પ્રાચીન તત્ત્વજ્ઞાનીઓનો પરિચય કરી આપતો.

મને ચોક્કસ યાદ છે કે મારા મિત્ર હરિપ્રસાદભાઈ [ હવે ડૉકટર સાહેબ કે ડૉકટર મહાશય એવા શિષ્ટ શબ્દો હું નહિ વાપરું ] તે વખતે પાશ્ચાત્ય વૈજ્ઞાનિક તત્ત્વજ્ઞાનીઓના ગંભીર ગ્રંથોનો માર્મિક અભ્યાસ કરતા હતા અને તે ગ્રંથકારોના ગંભીર વિચારોનું સાર ગ્રાહી ટાંચણ પણ કરી લેતા હતા. એ ટાંચણોમાંથી જ [ યોગ્ય ફેર-ફારની સાથે ] તેમણે આ પુસ્તક બહાર પાડયું છે. આ, આ પુસ્તકની કુળ કથા છે. વસુદેવની માફક ભાઇ હરિપ્રસાદે આ પુસ્તકને કારા-ગૃહમાં જન્મ આપ્યો હોવાથી તે બાલકૃષ્ણની માફક ક્રાંતિકારક નિવડશે એવી મારા જેવા રસિક વાચકને આશા છે. આમાંથી [એડીંગ્ટન, વ્હાઈટહેડ, સર જેમ્સજીન્સ તથા જનરલ સ્મટ્સ—ગ્રંથકારોના નામો અને તેમના ગંભીર વિચારોની છાપ હજુએ મારા મન ઉપર તાજી છે. આ તત્ત્વજ્ઞાનીઓના ઊંડા વિચાર સમુદ્રનું મંથન કરીને તેમાંથી કાઢેલું સારામૃત તે વખતે તેમના સ્નેહથી મને એકલાને જ મળતું હતું. આજે ગૂજરાતના સર્વે સહૃદય વાચકોને ભાઇ હરિપ્ર-સાદભાઇ “ શૃણ્વન્તુ સર્વે અમૃતસ્ય પુત્રા : ” [ હે સર્વે અમૃતના પુત્રો સાંભળી લો ] એમ ઘોષણા કરીને આ સારામૃત અર્પણ કરે, એ ક્રમમાત્ર જ છે. તેમની જેલની કાશીયાત્રાનુ આ પુણ્ય ફળ તેઓ ઘેર આવ્યા પછી પોતાના સાહિત્ય મિત્રોની અંદર વ્હેંચે એના જેવું યોગ્ય બીજું શું હોઈ શકે ? ભાઇ હરિપ્રસાદભાઈ ગૂજરાતમાં ખાસ કરીને અમદાવાદમાં એક ઉત્કૃષ્ટ વિનોદી વકતા તરીકે પ્રખ્યાત છે. તેમના ખાસ મિત્રો પણ તેમને વિનોદશીલ ગૃહસ્થ તરીકે ઓ-ળખે છે. છતાં આ તેમનો ગ્રંથ વાંચ્યા પછી સૌની ખાત્રી થશે કે વિનોદની લહરીઓ, એ તેમનું માત્ર બાહ્ય સ્વરૂપ છે. તેમના હૃદયના ઊંડાણમાં ગંભીર તત્ત્વજ્ઞાન વિચારોની સરસ્વતી ગૂઢ રીતે વહે છે.

તત્ત્વજ્ઞાનના ગ્રંથોમાં મુખ્યત્વે શાંત અને અદ્દભુત રસને જ સ્થાન હોઈ શકે છતાં 'સ્વભાવો દુરતિક્રમ:' હોવાથી હરિપ્રસાદભાઈનો નિર્દોષ વિનોદ આ ગ્રંથમાં ઘણે ઠેકાણે તરી આવે છે.

'સ્વાધ્યાય' માંના કેટલાય આવા વિનોદી વાકયો સાત સાગરના પૃષ્ટ ભાગમાં હાસ્યના મૃદુતરંગો પેદા કરે છે, વિચારોની ગંભીર ઘનઘટામાં હાસ્યની વીજળીના સહેજ ચમકારા જેવા તે લાગે છે. સામાન્ય રીતે મોટા પ્રસ્તાવકો ઘણે ભાગે આવું કંઈક પોતાની પ્રસ્તાવનામાં લખે છે "મારા કાર્ય બાહુલ્યને લીધે હું જો કે પ્રસ્તૃત ગ્રંથ સમગ્ર વાંચી ન શકયો, તથાપિ વિહંગમ દૃષ્ટિએ [ એટલે ઝડપથી ] ગ્રંથ જોતાં મને એમ લાગે છે કે ગ્રંથ ઘણો જ [?] સારો છે." ઇ૦ ઇ૦ હું મોટો માણુસ નથી આ પહેલી વાત, અને વળી રાજદ્વારી પુરુષ ન હોવાથી મને કાર્યબાહુલ્યની મુશ્કેલી નડતી નથી. એ બીજી વાત; તેથી જ કેવળ વિહંગમ દૃષ્ટિ જોતાં હું આ ગ્રંથનો સંપૂર્ણ રીતે અભ્યાસ કરી શકયો છું.

આ ગ્રંથમાં કોઈ પણ વૈજ્ઞાનિક ગ્રંથનો અથવા તત્ત્વજ્ઞાન ગ્રંથનો સમગ્ર અનુવાદ નથી કર્યો, અને નથી કર્યો તેજ યોગ્ય થયું છે. કારણ એ ત્રણ ગ્રંથોનો સંપૂર્ણ અનુવાદ કરવાથી પુસ્તકોનુ કદ વધીને આ પોતે જ બૃહદ્ ગ્રંથ થઇ જાત અને પછી આકારથી ભડકીને કેટલાક કોમલ પ્રકૃતિ વાચકો આ પુસ્તકને અડત જ નહિ અને બીજું એ કે વાકયશ: અનુવાદ થાય તો ભાઈ હરિપ્રસાદનો આત્મા તેમાં ન દેખાત. પુસ્તકમાં સ્વીકારેલી સારગ્રાહિણી પદ્ધતિનો લાભ એ થયો છે કે તેમાં મારા મિત્રની પોતાની પ્રવાહી ભાષા શૈલી સ્પષ્ટ રીતે પ્રકટ થઈ છે. તેમ છતાં મૂળ ગ્રંથોના મહત્ત્વના વિચારો તેમાં સારી પેઠે સચવાઇ રહ્યા છે.

આ પુસ્તકોનાં પહેલા લેખમાં 'Holism & Evolution હોલીઝમ એન્ડ ઇવોલ્યુશન નામના જનરલ સ્મટસના ગ્રંથનો સાર આપ્યો છે. બીજામાં ફ્લુજેલ ફ્રાઇડ, ગ્રોન, રેનોવિયર, હેકીંગ, બાલફૂર, યુકેન, બર્ગસન વગેરે અર્વાચીન તત્ત્વજ્ઞાનીઓના મતોનો ટૂંકમાં સરસ રીતે સાર આપ્યો છે. પછીના લેખમાં એવા જુદા જુદા તત્ત્વજ્ઞાનીઓના નિબંધોનો સાર આપ્યો છે—આ બધા મૂળ

ગ્રંથકારોનું સ્થાન પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો તથા તત્વજ્ઞોમાં ઘણું જ ઊંચું છે. તેથી આ ગ્રંથકારોને પશ્ચિમના અર્વાચીન વિચારકોના પ્રતિનિધિ જેવા બેશક ગણી શકાય. અને જો આ ગ્રંથકારો પશ્ચિમના તત્ત્વ વિચારના પ્રતિનિધિઓ હોય તો અર્વાચીન તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની બાબતમાં આપણે આપણો અભિપ્રાય બદલવો પડશે. આખા વિશ્વમાં ચેતન જ ઓતપ્રોત સર્વં ખલ્વિદં બ્રહ્મ ભરી રહ્યું છે—નહિ આખું વિશ્વ ચેતનનો જ આવિર્ભાવ છે. આ પ્રાચીન ઉપનિષદનો વિચાર, પશ્ચિમના વિજ્ઞાન વિચારોની સાથે સંપૂર્ણ રીતે વિરોધી છે, કારણ વિજ્ઞાન માત્ર જડ પ્રકૃતીને જ ઓળખે છે અને ચેતન એ જડ પ્રકૃતિનો આવિર્ભાવ છે એમ પશ્ચિમના વૈજ્ઞાનિકો માને છે—એમ અત્યાર સુધી અમને કહેવામાં આવતું હતું. આ પુસ્તક વાંચીને વાચકોની ખાત્રી થશે કે આવા જડવાદી વિચારો હવે પશ્ચિમના વિજ્ઞાન ક્ષેત્રમાં એક વાશી ચીજ તરીકે ઓળખાય છે. પશ્ચિમના હાલના ગંભીર વિચારકો જડવાદીનું જંગલ વટાવીને ચૈતન્યના મહામંદિરને દરવાજે કયારના ઊભા છે અને મંદિરના ગભારામાં પ્રવેશ કરવાને માટે આતુર થયા છે. પશ્ચિમના કેટલાક લેખકો [બરટ્રાંન્ડ રસેલ અથવા એચ. જી. વેલ્સ જેવા] ભલે કહે કે " આ સમય સંસ્કૃતિના સમૂળ નાશનો છે, આપણે હવે જંગલી યુગમાં પ્રવેશ કરવાના છીએ વગેરે: પણ મને તો એમ લાગે છે કે આપણે સંસ્કૃતિના ઉત્કર્ષને પંથે ચાલીએ છીએ. પ્રાચીન કાલના કોઈ પણ કાલખંડની સાથે, આપણા વર્તમાન સમયની જો હું તુલના કરવા જાવું તો મને આપણો સમય ઉપનિષત્કાલ જેવો, સાચે જ લાગે છે. ઉપનિષત્કાલ એ ભારતિય [ અથવા જાગતિક કહીએ તો પણ ચાલે ] ઈતિહાસ કાલમાં એક અત્યંત ચૈતન્યમય પ્રાણપૂર્ણ કાલ ખંડ છે; વિચારોની સજીવતા, નવા પ્રયોગો કરવાની આતુરતા આ કાલના વિચારકોમાં [ ઋષિ મુનિઓમાં ] સ્પષ્ટ રીતે દેખાય છે. દુન્યવી વાતોમાં રસ લેનાર વિચારકો પણ આ સમયમાં મોજૂદ હતા છતાં વધારે પ્રમાણમાં આધિ ભૌતિકથી પર જઈ વિશ્વના મૂળ કારણની શોધ કરવાનો મહાસાહસી પ્રયત્ન તે જમાનાના મુનિવરો નિઃશંક ચિતે કરતા દેખાય છે. આ વિશ્વનું સ્વરૂપ શું છે? તેનો કર્તા કોઈ

છે ? માનવનું વિશ્વમાં શું સ્થાન છે ? વિશ્વમાં એક ઓતપ્રોત તત્ત્વ હોઇ શકે કે કેમ ? માનવજીવિત શું છે ? મરણ પછી માણુસ ક્યાં જાય છે ? વગેરે પ્રશ્નો ઉપર ગહન વિચાર કરી તે સમયના મહર્ષિઓએ પોતાની બુદ્ધિ પ્રમાણે અથવા અન્તઃસ્ફૂર્તિ પ્રમાણે તેના જવાબો આપ્યા છે. તેમના વિચારોની સ્પષ્ટતા અદ્‌ભુત છે, તેમની ભાષા અત્યંત સીધી છે

આજકાલના પશ્ચિમના મહાન વિચારકોના ગ્રંથ વાચ્યા પછી મનમાં તેમના પ્રત્યે પણ ઉપનિષત્‌કાલનાં ઋષિઓ જેટલો જ આદરભાવ થાય છે. આજકાલના શાસ્ત્રજ્ઞો અને તત્ત્વજ્ઞો પણ દુન્યવી વાતોનો વિચાર કરે છે તેમજ તેનાથી પર એવી વાતો પણ તેમના વિચારમાંથી છટકી જતી નથી. જે જે પ્રશ્નો પ્રાચીન ઋષિઓના મનમાં ઉદ્‌ભવ્યા તે તે પ્રશ્નો આ આધુનિક યુગના ઋષિઓમાં [હા, ઋષિઓમાં–તેમને ઋષિ મુનિઓ કહેતાં મને જરીકે સંકોચ થતો નથી] મનમાં ઉદ્‌ભવ્યા છે અને અત્યંત ગંભીર વિચાર કરીને તે તે પ્રશ્નોના તેઓએ સીધી ભાષામાં જવાબ આપ્યા છે. ઉપનિષત્‌કાલના યાજ્ઞવલ્કય ઉદ્દાલક આરુણિ, પિપલાદના વિચારોની ગંભીરતા અને ભાષાની ભવ્યતા આજે પણ મને એડીંગ્ટન કે વ્હાઈટ હેડના ગ્રંથોમાં લાગે છે. વિશ્વની મૂંઝવણ ઉપજાવે તેવી ગૂઢતા જોઈને પ્રાચીન ઋષિઓ જેવા વિસ્મિત થઈને તેના મૂલ તત્ત્વ પ્રત્યે [બ્રહ્મ પ્રત્યે] આદર ભાવયુક્ત થયા તેવા આપણા આ આધુનિક મહર્ષિ પણ આદરભાવ યુક્ત થયેલા અહીંયા દેખાશે. આ રીતે હાલના વૈજ્ઞાનિકો અને તત્ત્વજ્ઞો મને ઉપનિષત્ કાલના વિચારકો જેવા નિખાલસ, સૂક્ષ્મબુદ્ધિવાળા અને આર્ષદૃષ્ટિવાળા [વસ્તુના બાહ્ય સ્વરુપનો પડદો ચીરીને અંદર દૃષ્ટિપાત કરનારા] લાગે છે. કેટલાકને એમ લાગે છે કે "પ્રાચીન વિચારકોની વિચાર પદ્ધતિ કેવળ અન્તઃસ્ફુર્તિ ઉપર આધાર રાખતી હતી એટલે કે બુદ્ધિ એકાગ્ર કરીને તેમાં પ્રગટેલું વસ્તુ સ્વરૂપ એ ઝટ પકડી લેતા અને કહેતા; તેઓ બાહ્ય સ્વરૂપ તરફ બિલકુલ ધ્યાન આપતા નહિ." મને ઉપનિષદોના મારા અભ્યાસ પછી એ વાત સત્ય લાગતી નથી. હાલના વિજ્ઞાન શાસ્ત્રીઓની માફક પ્રાચીન વિચારકો પણ સ્થૂલથી સૂક્ષ્મ તરફ તથા

જ્ઞાનથી અજ્ઞાત તરફ જનારા હતા એટલું જ નહિ પણ ભૌતિક પદાર્થોનો વિચાર પણ અધ્યાત્મ જ્ઞાન માટે આવશ્યક છે એવો તેમનો અભિપ્રાય હતો એમ મને લાગે છે. આ જુઓ ઋષિઓનો સ્પષ્ટ મત

विद्यां चाविद्यां च यस्तद् वेदोभयं सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते ॥ ईशोपनिषद्

દુન્યવી પદાર્થોનું જ્ઞાન તેમજ આધ્યાત્મીક જ્ઞાન આ બંનેનો સમન્વય સાધવામાં જ શ્રેય રહેલું છે.

હું કબૂલ કરું છું કે ગૌડપાદાચાર્ય પછીના તત્ત્વજ્ઞાનીઓમાં ભૌતિક વસ્તુઓ પ્રત્યે સંપૂર્ણ અનાદર કે ઉપેક્ષાભાવ સ્પષ્ટ દેખાય પણ મૂળ ઉપાનષદના વિચારકોમાં ભૌતિક પ્રત્યે એવી ઘાતક અનાસ્થા ન હતી. પોતાના મતના સમર્થનને માટે ગૌડપાદ શંકર વગેરે તત્ત્વજ્ઞાનીઓએ ઉપનિષદ્‌ના આ આધિ ભૌતિક પર ફકરાઓનો જુદો જ અર્થ કર્યો એવી મારી તકરાર છે. ભૌતિક વસ્તુઓમાં પણ બ્રહ્મનો આવિર્ભાવ જોવાથી ઉપનિષદ્‌ના ઋષિઓ કયાં અને જગતની દરેક વસ્તુને સ્વપ્નવત્ માનીને ' **एकश्चरेत् खड्गविषाणकल्प:** ' [ સંસારમાંથી નાસી જઈ એકલાએ ગેંડા ના શિંગડાની પેઠે ભટકવું ] એવો ઘાતકી ઉપદેશ કરનાર ગૌડપાદ જે તત્ત્વજ્ઞો કયાં ?

આ મેં વિષયાંતર કર્યું નથી. મારો મુદ્દો એ હતો કે આધિભૌતિકના આદરભાવ યુક્ત અભ્યાસમાંથી જ આધ્યાત્મિક સુધી અમારા ઋષિઓ પહોંચ્યા હતા અને હાલના વૈજ્ઞાનિકો પણ એ જ પદ્ધતિને આધારે હવે પરમાત્મા તરફ જવા માંડ્યા છે. આખું વિશ્વ ચૈતન્યનો જ આવિર્ભાવ છે. સમગ્રને જાણો Holism & Evolution એવા આ આધુનિક ઋષિઓના સૂત્રો વિશ્વના અભ્યાસને જ આભારી છે. તેથી હાલના વૈજ્ઞાનિકોએ પ્રથમ Physics, astronomy, chemistry, Biology વગેરે ભૌતિક શાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો અને હવે તેમાંથી પસાર થતાં તેઓ અધ્યાત્મ તરફ વળ્યા છે એ અત્યંત યોગ્ય છે એમ મને લાગે છે. અને આ ક્રમમાં પણ તેઓને પ્રાચીન વિચારકોની સાથે સરખાવી શકાય એવો મારો સ્પષ્ટ અભિપ્રાય છે. ભારતિય તત્ત્વજ્ઞાની અને યોગી બાબુ અરવીંદ ઘોષ પણ

પોતાના મટેરિઆલીઝમ અને સ્પીરીચ્યુલ્યાલીઝમ નામના નિબંધમાં એવો જ મત પ્રકટ કરે છે. અને બીજા ભારતિય તત્ત્વજ્ઞ પ્રો. રાધાકૃષ્ણુ પોતાના ધી હીંદુ વ્યુ ઓફ લાઈફ નામના ગ્રંથમાં એજ મત સ્પષ્ટ રીતે બતાવે છે. આ મુદ્દા ઉપર હું ખૂબ ભાર મૂકુ છું. એનું કારણુ માર્મિક વાચકો સમજી ગયા જ હશે, તો પણુ તે હું વધારે સ્પષ્ટ કહી દઉં. જગત એ ચૈતન્યનો જ આવિર્ભાવ છે—એટલે કે તે ચૈતન્ય જેવું જ સત્ય છે અને તેથી જ જગત પૂર્ણુતા તરફ જાય એ તેનો સ્વભાવ છે એમ માનીને જો આપણે વ્યવહાર કરીએ તો જ સમાજ અને દેશની ઉન્નતિ સધાય. પણુ જગત એ સ્વપ્નું કે માયા કે મતિભ્રમ છે અને બ્રહ્મ જ એક માત્ર સત્ય છે એમ ખરેખર માની બેસીએ તો વ્યકિતની જ કેવળ ઉન્નતિ [અને તે પણુ સંસાર ત્યાગ કરીને] એજ આદર્શ થાય અને તેથી બધા સામાજિક વ્યવહારો ઉત્સન્ન થાય [નહિ કમનસીબે એમ જ મધ્યભારતના ઈતિહાસમાં લખ્યું હતું.] એમ મને લાગે છે તેથી શંકરાચાર્ય સિદ્ધાંતનું જે એક સૂત્ર છે કે—

ब्रह्म सत्यं जगत्मिथ्या जीवो ब्रम्हैव नापरः ।

તેમાં ફરક કરી એમ કહેવું જોઇએ કે—

ब्रह्म सत्यं जगत् सत्यं जगद् ब्रम्हैन केवलम् ।

બ્રહ્મ સત્ય છે તેમ જગત પણુ સત્ય છે કારણુ કે જગત એ બ્રહ્મ જ છે.

એમ જાણુવાથી જગતથી ગભરાઈને નાસી જવાની વૃત્તિ કદી થાય નહિ. સર્વ વ્યવહારો સરળ અને અબાધિત ચાલે અને પૂર્ણુતા પામવાનો જગતનો સ્વભાવ જ છે એમ માનીને બધા પ્રયત્નશીલ થાય.

અમારા અર્વાચીન ઋષિઓમાં સદ્ભાગ્યે આ વેવલાપણું નથી જગત્‌ના વિચારથી ગભરાઈ જવાની વૃત્તિ પણુ નથી. ભાઈ હરિપ્રસાદે પોતાના સારગ્રંથમાં હાલના વિચારકોના એવા સ્ફુર્તિદાયી વિચારો ઠેર ઠેર ટાંકયા છે. તેના અવતરણો આપવાથી વિનાકારણુ જગ્યા રોકાય. પણુ આ સારગ્રંથ વાંચકો જો ધ્યાનપૂર્વક વાંચશે તો આ અર્વાચીન ઋષિઓના જવલંત આશાને સ્ફૂર્તિ આપનાર એવા અનેક

સૂત્ર જેવાં વાક્યો તેમને મળી આવશે. મારી આશા અને ઈચ્છા છે કે આ ગ્રંથ કૉલેજના વિદ્યાર્થીઓ તેમજ શિક્ષિત ગૃહસ્થોના હાથમાં જાય. આજકાલ શિક્ષિત વર્ગમાં બે પ્રકારના લોકો મળી આવે છે એક 'હૅમલેટ' જેવા ગૂઢ વિચારના વમળમાં પડેલા અને તેથી જ ક્રિયા-હીન થયેલા, અને બીજા પ્રવૃત્તિ કરે પણ ન હોય ધ્યેય કે ન હોય ગંભીર વિચાર, અને તે પ્રવૃત્તિ પણ મનની અસ્વસ્થતા શાંત કરવાને ખાતર જ. મને આ બન્ને પ્રકારના લોકો દયાપાત્ર લાગે છે. શિક્ષણથી શાંતિ ન મળતી હોય અથવા વિદ્યાથી વિમુક્તિ ન મળતી હોય તો એ શા કામનાં ?

આ પુસ્તકનું મનન કરવાથી જ્ઞાન અને કર્મનો સમન્વય જીવનમાં કેમ સધાય તેનો સ્પષ્ટ ખ્યાલ આવશે એવો મારો વિશ્વાસ છે. અને તેથી જ આ પુસ્તકને મે પ્રારંભમાં કૃષ્ણની પેઠે ક્રાંતિકારક ગણ્યું છે.

ગૂજરાતી વાચકોમાં એવી ક્રાન્તિ [ વિચારક્રાંતિ ] આ પુસ્તક પેદા કરો એવી મારી પ્રભુપ્રત્યે પ્રાર્થના છે,

અર્વાચીન બ્રહ્મદારણ્યકો મહાન ઉપનિષદો હવે તો લખાવા માંડયા છે એવો વિશ્વાસ દૃઢ થતો જાય છે. અરવિંદબાબુ, પ્રો. રાધાકૃષ્ણન પ્રો૦ જગદીશચંદ્ર જેવા મહાન વિચારકો ને વિજ્ઞાનશા-સ્ત્રીઓ ભારતમાં તે ઉપનિષદ્‌ના કેટલાક ખંડો લખી રહ્યા છે. પશ્ચિમમાં પણ આઈનસ્ટીન, બર્ક્સન, રસેલ, સ્મટસ, વગેરે અર્વાચીન ઋષિઓ તે ઉપનિષદ્‌ના પાનાં લખી રહ્યા છે.

ભાઈ હરિપ્રસાદે પશ્ચિમના આવા કેટલાક ઉપનિષદ્‌ના પાનાનો સાર આપવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે એમને કેવળ સાર જ આપ્યો નથી પણ ઠેર ઠેર પૂર્વ ને પશ્ચિમના વિચારોની માર્મિક સરખામણી કરી સાદૃશ્ય બતાવવાનું મહત્વનું કાર્ય કર્યું છે. તેથી આ કદે નાનો પણ પ્રતાપે મોટા ગ્રંથની ગૂજરાતી વાચક વર્ગને ભલામણ કરવામાં મને જરીકે સંકોચ થતો નથી.

આધ્યાપક : રા. બ. આઠવલે

# સ્વાધ્યાય

સોમિલ બ્રાહ્મણ ભગવાન મહાવીરને પૂછે છેઃ—

હે ભગવાન! તમને યાત્રા, સુખરૂપ સમયગાળવાનું અને નિર્દોષ વિહાર પ્રાપ્ત થયાં છે?

મહાવીરઃ—હે સોમિલ! મને તે બધું છે.

સોમિલઃ—હે ભગવાન! તમને યાત્રા શું છે?

મહાવીરઃ—હે સોમિલ! તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય અને ધ્યાનાદિમાં જે મારી પ્રવૃત્તિ છે તે મારી યાત્રા છે.

[ ભગવતી સાર ]

स्वाध्याय ज्ञान यज्ञाश्च यतयः संशितव्रताः

સ્થૂળ દ્રવ્યે, તપે, યોગે, સ્વાધ્યાયે, જ્ઞાનથી, વળી,
યતિ× કિ્રવ્રતો ધારી કરે યજ્ઞ જુદા જુદા.

[ ગીતા મશરૂવાળા ]

तपः स्वाध्यायेश्वरः प्रणिधानानि क्रिया योगः ॥

તપ, સ્વાધ્યાય અને ઈશ્વર પ્રણિધાન, એ ક્રિયા છે.

[ પાતાંજલ યોગસૂત્રો. 'સાધનપાદ' સૂત્ર ૧ ]

× યત્નવાન પુરુષ.

# અનુક્રમણિકા

[ વિભાગ ૧ લો ]



[ વિભાગ ૨ જો ]

## પ્રકરણ ૧ લું.

# સમગ્રતા અને વિકાસ *

શ્રીમદ્ શંકરાચાર્યના "एकमेवाद्वितीयम्" "આ એક જ છે, બે નથી" એ સિદ્ધાંતે મને ખૂબ અસર કરી હતી. વિજ્ઞાનનો જેમ જેમ વિશેષ અભ્યાસ કરતો ગયો તેમ તેમ મને એ સત્ય જુદે જુદે રૂપે દેખાતું હતું. પ્રથમ રસાયણ શાસ્ત્રમાં "કણનો નાશ નથી થતો" એ જ્યારે પ્રયોગસિદ્ધ જોયું ત્યારે અને તેવું જ મૂળ તત્ત્વોમાંથી આખું વિશ્વ બન્યું છે એમ જાણ્યું ત્યારે, હું, એ વિચાર કરતો કરતો સ્તબ્ધ થઈ ગયો હતો.

પછી વળી રાસાયણિક ક્રિયાઓમાં રાગદ્વેષ જોયાં: [ Chemical affinity. Attraction and repulsion ] મૂળતત્ત્વોમાં, જડ પદાર્થોમાં આવાં ગમવાં ન ગમવાં ક્યાંથી? એના અનેક તર્ક-વિતર્ક મને થતા હતા.

---

* "Holism & Evolution," by Right Hon. General Smutts એ પુસ્તક વાંચીને આ લેખ લખવામાં આવ્યો છે.

અણુ પરમાણુનાં મૂળતત્ત્વો બન્યાં છે એ જાણ્યું અને એક તત્ત્વ બીજાં તત્ત્વ સાથે ભળે છે ત્યારે અમુક પ્રમાણ સાચવીને જ ભળે છે એ જ્યારે જોયું ત્યારે ભગવાન ગૌત્તમ બુદ્ધ જે ઇશ્વરના અસ્તિત્વ વિષે શંકા ધરાવતા હતા પણ નિયમને આધીન, સમગ્ર વિશ્વ છે એમ છાતી ઠોકીને કહેતા હતા તે નિયમની મને કંઇક સમજ પડી. જેમ જેમ વિજ્ઞાનના પદાર્થ, રસાયણ, ભૌતિક ભૂગોળ, ખગોળ, વનસ્પતિ શાસ્ત્ર, પ્રાણીવિદ્યા, શરીરવિદ્યા ઇત્યાદિ મેં વાંચ્યા તેમ તેમ બધે સુવ્યવસ્થા અને સુનિયમોનું સામ્રાજ્ય જોઈ મને ભગવાન બુદ્ધ માટે પૂજ્ય બુદ્ધિ થઈ ગઈ.

પદાર્થ વિજ્ઞાનમાં "શક્તિનો નાશ નથી થતો" એ જોયું અને અણુ પરમાણુથી બંધાયલા સમગ્ર જગતમાં શક્તિનાં રૂપાંતરો એટલે જ નામ રૂપો છે એમ જાણી **યાદેવી સર્વ ભૂતેષુ શક્તિ રુપેણ સંસ્થિતા** । "ભૂતમાત્રમાં એ જ દેવી શકિત રૂપે વિરાજમાન છે." એ સ્તોત્રનું સ્મરણ થયું હતું. પછી આરથર એવેલૅાન [ જસ્ટીસ વુડરોફ] નાં "શકિત અને શાકત" તથા બીજા પુસ્તકો હું વાંચી ગયો અને પદાર્થ વિજ્ઞાનની ચોક્કસ હકિકતો એ પુસ્તકોને પ્રતાપે મને કવિત્વપૂર્ણ અને તત્ત્વજ્ઞાન દર્શાવનારી લાગવા માંડી.

આમ, કહેવાતા જડ જગતમાં જડતા જેવું તો કંઈ રહ્યું નહિ, બધે સ્ફુર્તિ, ગતિ, વમળો, મોજાં અને ભ્રમણો જ જોવામાં આવ્યાં. બધે ગતિની વધઘટ; ઝડપી કે ધીમાં મોજાના પ્રવાહ ચાલી રહ્યા જોવાયાં. અણુ પરમાણુ પાછાં ઇલેકટ્રોન અને પ્રોટોનનાં બનેલાં હતાં. સૂર્યની આસપાસ ગ્રહો ઉપગ્રહો ફરતા હતા તેમજ 'પોઝીટીવ' વિદ્યુત અણુઓની આસપાસ 'નેગેટીવ' વિદ્યુત અણુઓનાં ફરવાં એટલે પદાર્થોનાં નામ રૂપ: ગતિ એટલે પદાર્થ: પદાર્થ માત્રમાં જગતના આખા બંધારણમાં માત્ર શકિત જ જોવામાં આવી. આ શકિતની માયા અપાર હતી. "કરોડો ને અબજોરૂપો ધારી, મહામાયા

રૂપે બધે શક્તિ જ વ્યાપેલી છે. આ દર્શન કેવું સુંદર છે!" એમ હું ઉદ્‌ગાર કરવા લાગ્યો!

વીસેક વર્ષ ઉપર આદ્ય શંકરાચાર્યની એક જયંતિનો પ્રસંગ હતો. પૂજ્ય આનંદશંકર ધ્રુવે, શંકરાચાર્યનો માયાવાદ ત્યાં સમજાવ્યો. "માયા એટલે બ્રહ્મની શક્તિ અને બ્રહ્મ અને એમની શક્તિ એક જ છે. શક્તિ ચિન્મયી [ એટલે જ્ઞાનવાળી ] અને આનંદમયી એટલે આનંદવાળી છે. એટલે સત્, ચિત્ અને આનંદ રૂપે જડ અને ચેતન જગતમાં બધે બ્રહ્મ જ વિલસી રહ્યો છે." એમ, એ પ્રસંગે એમણે કહ્યું હતું.

પરંતુ વિજ્ઞાન જે શક્તિનું વર્ણન કરે છે તે શક્તિ, ભાનવાળી–શું કરવું છે અને શું નથી કરવું–એ જાણનારી હશે કે નહિ? એ શંકા જડ પ્રકૃતિને વિષે રહી હતી. કારણ કે એના પ્રત્યક્ષ જેવા કોઇ પુરાવા હજી વાંચવામાં આવ્યા ન હતા. અને સીધા સ્પષ્ટ પુરાવા વગર પૂર્વ અને પશ્ચિમનાં સત્યોને મેળવી દેવામાં જોખમ લાગતું હતું. એવામાં સર જગદીશ ચંદ્રની શોધોએ જડવાદીઓને ચૂપ કર્યા.

વનસ્પતિશાસ્ત્રમાં તો ચેતનનો આવિર્ભાવ પૂરેપુરો જણાય છે. એની બધી ક્રિયાઓ, હેતુ પુરઃસર અને યોજનાબંધ છે એ વિષે કોઇ જાતનો શક નથી. જન્મ, બાલ્યાવસ્થા, કિશોરાવસ્થા, યૌવન, સંવનન, લગ્ન, પ્રજોત્પત્તિ અને મૃત્યુ એ બધાં જીવનાં લક્ષણો એમાં પૂરેપુરાં જણાય છે.

જીવનશાસ્ત્રમાં દેહના કોષોનું વર્ણન છે. વનસ્પતિ દેહ અને પ્રાણી દેહના કોષોમાં મહત્ત્વની બાબતમાં કંઈ ફેર નથી. ચેતન-સૃષ્ટિમાં, જીવોની ક્રિયાઓ, હેતુવાળી જીવન ટકાવવાના ખ્યાલવાળી અને વંશ વિસ્તાર તરફ ગતિ કરતી માલૂમ પડી છે. પરંતુ ચેતન

સૃષ્ટિમાં પણ રસાયણ અને પદાર્થ વિજ્ઞાનના જ નિયમો પ્રસરેલા હોવાથી વિજ્ઞાનશાસ્ત્રના ઘણા પ્રવીણ વિદ્વાનો, ચેતન જેવું કોઇ અલગ તત્વ, વનસ્પતિ કે પ્રાણીમાં માનવા ના પાડે છે. "જડવાદી" કે "યંત્રવાદી" વિચારકોનો, એ મોટો વર્ગ છેક હમણાં સુધી અસ્તિત્વ ધરાવતો હતો. એ લોકો બુદ્ધિ સ્વાતંત્ર્યવાળા હોવાથી, ધર્મની જૂની ભાવનાઓને કે ધર્મશાસ્ત્રોના કોઇ પ્રમાણને માનવા ના પાડતા. પ્રકૃતિના છુપા ભેદોનો ઉકેલ ગણિતશાસ્ત્રથી, યંત્ર વિદ્યાથી, રસાયણ અને પદાર્થ વિજ્ઞાનથી જ થઇ શકશે એમ આશા રાખતા હતા.

પ્રકૃતિ, શક્તિ, જીવ, મન, એ બધું યંત્રવત્ ક્રિયાઓ કરતું એમને લાગતું અને જ્યાં યાંત્રિક નિયમોથી એનો ખુલાસો ન થતો ત્યાં વિજ્ઞાનની પ્રયોગસિદ્ધ પદ્ધતિથી જ એનો ઉકેલ થશે એવી આશા એ રાખતા હતા.

પરંતુ શુદ્ધ વિજ્ઞાન અને ધર્મ ભાવના આખરે લડી લડીને થાક્યાં. પ્રખર બુદ્ધિ એના પ્રશંસનીય પુરુષાર્થ છતાં, હારી ગઇ. હૃદયશૂન્યતા સૃષ્ટિ વિજ્ઞાનના પ્રદેશમાં બહુ વાર રાખી ન શકાઇ. પાછી ધર્મભાવના નવા રૂપે ત્યાં દેખાવ દેવા લાગી છે. ભક્તિ અને નમ્રતા આધુનિક વિજ્ઞાનીઓમાં ઉછળી ઉછળીને આગળ આવી રહ્યાં છે. યંત્રવત્ કે જડ સ્વરૂપે તો જગત કંઇ જણાતું નથી. બધું અભેદ, માયાવી રહસ્યપૂર્ણ અને ભવ્યરૂપ લાગવા માંડયું છે.

વિજ્ઞાનની જુદી જુદી શાખાઓને એકત્ર કરી, એમાંથી ફલિત થતાં સત્યોનું સિંહાવલોકન કરી કોઇ નવી વિશ્વગીતા કે નવું વિરાટ દર્શન રચવાની જરૂર આજકાલ વિજ્ઞાનીઓના મોટા ભાગને લાગે છે.

કવિત્વનો, સાહિત્યનો કે તત્વજ્ઞાનનો વિષય, હવે વિજ્ઞાન બની શકે એમ છે. અને જે નવાં નવાં દૃષ્ટાંતો વિજ્ઞાનની નવી નવી

શોધોમાંથી મળી રહ્યાં છે તે દૃષ્ટાંતો શુદ્ધ જ્ઞાનને પણ રસમય અને પ્રેરક કરવા સમર્થ છે.

તત્વજ્ઞાનીઓ દૃશ્યજગતનું દુર્લક્ષ્ય કરી કેવળ માનસિક વ્યાપારો પર જ પોતાના જ્ઞાનનો બધો આધાર રાખતા હતા. જીવ, માનસશાસ્ત્ર, સૌન્દર્ય, નીતિ અને ઈશ્વર, એ વિષે તેઓ જુદાં જુદાં સિદ્ધાંતો રજૂ કરતા, અને ચેતનની વ્યાખ્યા ગમે તે હોય, પણ ચેતન વ્યાપારનાં પૃથક્કરણ કરી બતાવતા હતા.

હજી એક તરફ માનસ યાને ચેતનને જડને આધીન ગણવામાં આવે છે ત્યારે બીજી તરફ શંકરાચાર્ય અને એમના જેવા આધુનિક તત્વજ્ઞાનીઓ બધું ચેતનમય એટલે બ્રહ્મમય જ છે એમ ખાત્રી-પૂર્વક જણાવે છે.

જગત, જીવ અને બ્રહ્મ વિષે ખરું જ્ઞાન મેળવવા ઇચ્છતા, આ જમાનાના ખરા જિજ્ઞાસુઓની મનોદશા આમ એક તરફથી વિજ્ઞાનીઓએ હજી શંકાશીલ દશામાંથી મુક્ત કરી નથી ત્યારે બીજી તરફથી તત્વજ્ઞાનીઓ પણ પ્રાકૃતિક સત્યોને ધ્યાનમાં લેતા નથી; તેથી પ્રત્યક્ષ પુરાવા વગરના એમના મનોમય સિદ્ધાંતો પણ ખરા હશે કે ખોટા એ વિષે તર્કવિતર્ક જિજ્ઞાસુઓને થયાં જ કરે એવી સ્થિતિ છે.

આવા સંજોગોમા જનરલ સ્મટસે, "સમગ્રતા અને વિકાસ" એ નામનું એક ઉત્તમ પુસ્તક હમણાં જ બહાર પાડયું છે. વિજ્ઞાનીઓ અને તત્વજ્ઞો બન્નેએ આ પુસ્તક આવકારદાયક ગણ્યું છે અને મારી ખાત્રી છે કે ગૂજરાતમાં પણ જે થોડા વિચારકો આવા વિષયોમાં રસ લેતા હશે તેમને આ પુસ્તકથી ઘણી શંકાઓનાં સમાધાન થઇ જશે. જગત જીવ અને બ્રહ્મ વિષેનુ ખુલાસાવાર જ્ઞાન, વિદ્વાનો અને સંતોએ, હજારો વર્ષોથી અનેક રીતે આપ્યાં કર્યું છે. હજારો

કવિઓએ એ અમૃત પીધું છે પણ હજી માનવ જિજ્ઞાસા એવી ભૂખી છે કે એ કદાપિ ધરાતી નથી. અને મારી અલ્પ મતિને આ પુસ્તકે ખૂબ સંતોષ આપ્યો છે–વિજ્ઞાન અને તત્વજ્ઞાન આથી હું માનું છું કે આ જમાનામાં એકતા સાધી શકશે.

જનરલ સ્મટસ કહે છે કે ભૌતિક શાસ્ત્રોએ કહેવાતા જડ અને સ્થૂલ દ્રવ્ય વિષેના એમના જે વિચારો હવે બદલાઇ ગયા છે તે ઉપર ફરીથી મનન કરવું જોઇએ. જીવશાસ્ત્રીઓએ, જીવની અસ્પષ્ટ વ્યાખ્યા હવે બદલવી જોઇએ. અને સજીવ સૃષ્ટિમાં માત્ર સ્થૂલ યાંત્રિક બળોનું જ સામ્રાજ્ય ચાલે છે એમ માનવું હવે ચાલી શકે એમ નથી એ વાત એમણે જાણવી જોઇએ.

જીવ જગતમાં જડ પ્રકૃતિ કરતાં ઘણી વિશેષતા રહેલી છે અને સૌન્દર્યનું સામ્રાજ્ય પણ આ સૃષ્ટિમાં સ્વતંત્ર અસ્તિત્વ ધરાવે છે. જીવ અને સૌન્દર્યને માત્ર અંધ ગતિના જ નિયમોમાં જકડી નાખવાં એ યોગ્ય નથી. સમસ્ત વિજ્ઞાન ને હવે નવી દ્રષ્ટિથી જોવાની જરૂર છે. વિજ્ઞાન અને તત્વજ્ઞાને ભેગા મળીને સમન્વય કરવાની અને વિશ્વરચનાનું નવું જ દર્શન પ્રાપ્ત કરવાની હવે અત્યંત આવશ્યકતા ઊભી થઇ છે.

સામાન્ય રીતે હવે એટલું તો સ્વીકારી શકાય એમ છે કે કહેવાતાં જડ દ્રવ્ય અથવા સ્થૂલ પ્રકૃતિના જ ગર્ભમાંથી વિકસીને જીવનો આવિર્ભાવ થયો છે. અને જીવનો વિકાસ જેમ જેમ આગળ વધ્યો છે તેમ મન અથવા ચેતન ખીલ્યું છે. મનનું મૂળ આમ પ્રકૃતિમાં છે. આમ કહેતાં ઘણાને આઘાત થશે. જડ પ્રકૃતિમાંથી જીવ અને ચેતન ઉદ્‌ભવ્યાં એ ઘણાને મન વદતોવ્યાઘાત જેવું લાગવા સંભવ છે. ચેતન પહેલું અને એમાંથી જડ બન્યું હોય એ સંભવે પરંતુ જડમાંથી ચેતન બની જ ના શકે એમ મોટા ભાગના અભ્યાસીઓને પ્રથમ દ્રષ્ટિએ તો લાગે એવું છે. જનરલ સ્મટસ તેમ છતાં

આ તર્ક પરંપરા ઝાઝીવાર ચાલવા દે એમ નથી. એ જે પ્રકૃતિનું વર્ણન કરે છે તે મૂળ પ્રકૃતિમાં જ ચેતન અવ્યક્તરૂપે રહેલું છે અને જેમ જેમ પ્રકૃતિ, નામ રૂપમાં પરિણમતી જાય છે—સૃષ્ટિનો વિકાસ થતો જાય છે તેમ તેમ અવ્યક્ત ચેતન ક્રમે ક્રમે વ્યક્ત થતું જાય છે.

જીવ એ કોઇ બીજી દુનિયામાંથી કબૂતરની માફક ઊડીને આવેલા પક્ષી જેવો નથી. મન, ચેતન કે આત્મા, એ કોઈ પરલોક કે સ્વર્ગમાંથી આવેલી ચીજ નથી. અહીંની જ માટીમાં એ હતો. ધીમે ધીમે જડ શરીરમાંથી વનસ્પતિ દેહમાં; વનસ્પતિમાંથી પ્રાણી-દેહમાં આગળ વધતો વધતો એ મનુષ્ય દેહમાં ખીલ્યો છે.

વિકાસવાદ એ ડાર્વિનની આધુનિક જગતને અમૂલ્ય ભેટ છે. પરંતુ ડાર્વિનના વિકાસવાદમાં એક જાતની જડ યાંત્રિકતા હતી તે હવે જતી જાય છે. હવે જે વિકાસવાદ આધુનિક વિદ્વાનો સમજાવે છે તે [Creative Evolution] નવું નવું સર્જન કરતો વિકાસ કહેવાય છે. ઉત્તરોત્તર ઉન્નતિ પામતી વ્યક્તિઓ હવે પગથિયે પગથિયે વધારે જીવંત અને ચેતનવંતી થતી આપણે જોઇએ છીએ. જડમાં પણ સૂક્ષ્મ રીતે જીવ છુપો છે. જીવમાં મન છે અને મન જડ અને ચેતન બન્નેમાં છે. આપણી રીતે સ્મટસને જે કહેવું છે તે કહીએ તો એમ કહેવાય કે જીવ અને શિવ ભેગા જ છે. પુરુષને પ્રકૃતિથી કે પ્રકૃતિને પુરુષથી છૂટાં પાડી શકાય એમ નથી.

આવા દ્રવ્યને કે આવી પ્રકૃતિને "જડ" કેમ કહેવાય? અસલના વિજ્ઞાનીઓનો જડ વાદ અહીં હવે નભે એમ નથી. માત્ર ગતિ કે શક્તિની જ વાહક આ પ્રકૃતિ નથી. આ પ્રકૃતિના અંતરમાં તો જીવ અને બુદ્ધિનાં છુપાં રહસ્યો ભરેલાં છે!

"કુદરતની મુશીબતો સામે ટકી શકે એવાં શરીરો જગતમાં ઘડાયાં જાય છે. લાયક શરીરો ન ખીલે તો બળિયાના જ્યાં બે

ભાગ છે એવા આ સંસારમાં નબળાનો નાશ થાય છે. યોગ્ય શરીરો ભવિષ્યની પ્રજાને વારસામાં મળતાં જાય છે અને સંસારની મારામારીમાં, જે જીતે છે તે બળ અને શોભામાં ઉત્તમ બને છે" ઉપર મુજબ કહીને ડાર્વિન, જાણે બધું બાહ્ય કુદરતી કારણોથી જ બનતું હોય એમ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે પરંતુ જનરલ સ્મટસને મતે, એ વસ્તુસ્થિતિ સર્વાંગે સત્ય નથી.

વ્યક્તિઓ, બાહ્ય કારણોથી ઘડાય છે ને વિકાસ પામે છે એ વાત ખરી; પરંતુ એમની આંતરિક શક્તિઓ પણ વિકાસમાં જેવો તેવો ભાગ ભજવતી નથી. મોરનાં પીંછાંના રંગોની શોભા શાથી ખીલે છે? નર કોયલનો કંઠ શાથી મીઠો બન્યો છે? ઢેલ અને સ્ત્રી કોયલનાં આકર્ષણને લીધે મોર અને નરકોયલના મનોવ્યાપાર અને રસવૃત્તિ ઉશ્કેરાય છે એથી આંતરિક ગ્રંથિઓ [ગાંઠો]ના રાસાયણિક રસ ફુટે છે. શારીરિક સૌન્દર્ય અને સ્ત્રી લાવણ્યને એ રસ ખીલવે છે. બાહ્ય કારણોથી થતી આંતરિક પ્રેરણાઓ તીક્ષ્ણ હોવી જોઇએ. બાહ્ય ઇન્દ્રિયોથી થતી ઉશ્કેરણીનો જવાબ, જ્ઞાનતંતુઓ દ્વારા ગ્રંથિઓનાં રાસાયણિક ઝરણો ઝમાવીને જ્યારે બરાબર અપાય છે ત્યારે વ્યક્તિઓમાં રૂપ, રંગ, રસ, અને સૌન્દર્ય ખીલે છે. આમ વ્યક્તિ વિકાસમાં બાહ્ય કારણો સાથે આંતરિક શક્તિઓ પણ જેવી તેવી મદદ રૂપ નથી.

ડાર્વિનના ઉત્ક્રાંતિવાદમાં તેમજ વિકાસક્રમના આખાએ સિદ્ધાંતમાં જીવ અને મન એ માત્ર પડછાયા જેવા નથી. વિકાસક્રમની કોઇ જડ યાંત્રિક ક્રિયામાં, જડ અને મનનો ખોટો ભાસ થતો હોય એમ માનવું એ ખોટું છે. જીવ અને મન વિકાસના પગથિયાં અને દિશા બન્નેને નક્કી કરનાર મન છે. જીવ અને મનનું કાર્ય બિલકુલ શંકા વગરનું અને સાચું છે. ઉપર મુજબ પ્રસ્તાવના કરીને વિદ્વાન લેખક કુદરતનો અભ્યાસ કરવા આપણને વિનવે છે. કુદરતમાં

પ્રકૃતિ, જીવ, મન અને વ્યક્તિ એ ચાર વસ્તુઓનો લેખક સમાવેશ કરે છે. એ ચારે લેખકની દૃષ્ટિએ જુદાં જુદાં નથી. સળંગ, ઓતપ્રોત; ધીમે ધીમે વિકાસ પામતાં એક મહાન સૃષ્ટિ રચનાની નિસરણી રૂપ જ એમને માનવાં જોઇએ એવી એમની ભલામણ છે.

આધુનિક વૈજ્ઞાનિક કે તત્વજ્ઞાનના સિદ્ધાંતોમાં આવી સમગ્રતા કે એકતાનો ખ્યાલ હજી સ્વીકારાયો નથી. પરંતુ નિર્જીવ કે સજીવ સૃષ્ટિમાં, સ્થૂલ કે ચેતનમાં, આધિભૌતિક કે આધિદૈવિક જગતમાં બધે "એકમેવાદ્વિતીયં" એક જ છે અને બે નથી. આ શબ્દો જનરલ સ્મટસના નથી. એમનો શબ્દ "Holism" હોલીઝમ છે. એમ 'Holism યાને Symbolism બે એક જ અર્થમાં વાપરી જનરલ સ્મટસ શું કહેવા માગે છે એ વિષે મેં બહુ વિચાર કર્યો પણ ઉપર કર્યો છે એ સિવાય બીજો અર્થ મને સૂઝતો નથી.

તત્ત્વજ્ઞાન એટલે જ એવો વિષય કે જેમાં જગત જીવ અને બ્રહ્મનો વિચાર હોય. ઉપરનો વિષય પણ તત્ત્વજ્ઞાનનો હોવાથી ઉપર મુજબ મૂળ સિદ્ધાંત નક્કી કરી લેખક દિક અને કાળનું વર્ણન કરે છે.

ન્યૂટનના ગુરુત્વાકર્ષણના વિચારોમાં એન્સ્ટીને સાપેક્ષ સત્યનો પોતાનો વાદ ઊભો કરી, દિક–કાળના ખ્યાલોમાં ફેરફાર કરી નાખ્યો છે. પદાર્થ વિજ્ઞાનમાં ઉચ્ચ ગણિતની મદદ વડે જે શોધખોળો ચાલી રહી છે તેને પ્રતાપે એમ માલમ પડે છે કે જડ જગતની વસ્તુઓને હાલમાં જેમ લંબાઇ પહોળાઈ અને ઊંડાઈ માપીને ત્રણ તરફના વિસ્તારથી માપીએ છીએ તેમાં ચોથું એક દિકકાળનું ભેગું માપ ઉમેરવું જોઈએ. ત્રણ [ ડાયમેનશન્સ ]–મહત્વ–ને બદલે ચાર મહત્વથી વસ્તુમાત્રને માપવા એન્સ્ટીને જરૂર ગણી છે.

આ દિકકાળ એ જગતનું ખરું વાહન છે. દિકકાળ એ પોઠિયો [ Medium ] છે ને જગત સ્વાર છે. માત્ર સ્થળમાં વ્યાપેલી

નામરૂપાત્મક વસ્તુઓ નિરપેક્ષ રહે છે. પરંતુ કાળ મળ્યાથી જ એ સાપેક્ષ, વ્યક્ત, સમજાય કે જોવાય એવા રૂપે બને છે.

આ દિકકાળ ભેગાં કરીને ખગોળના વિશાળ પ્રદેશમાં અને પદાર્થ વિજ્ઞાનના અણુ પરમાણુના સૂક્ષ્મત્તમ પ્રદેશમાં, ઘણી ઊંડી શોધખોળો થઇ છે અને એ શોધોને પરિણામે સિદ્ધ થયું છે કે સત્યનું સાપેક્ષ સ્વરૂપ ગ્રહણ કરવા, દિક–કાળને એક મૂળતત્ત્વ જેવું ગણવું આવશ્યક છે.

હવે જગતમાં જે અસંખ્ય અજીવ વસ્તુઓ જોવામાં આવે છે એનું પૃથક્કરણ કરવું જોઇએ. પદાર્થ વિજ્ઞાન અને રસાયણે અજીવ વિષે જે શોધો કરી છે તેનો સાર જાણ્યાથી પ્રથમ તો આપણે જે જગતમાં રહીએ છીએ તેનો કંઇક ખ્યાલ આવશે. સમય અથવા કાળ અને જગા અથવા દિશાઓનો વિસ્તાર; એ દિક–કાળથી આપણે બધા ઘેરાયલા છીએ. એ દિક–કાળ વિષે ઉપર થોડોક વિચાર કર્યો છે. વસ્તુમાત્રમાં અને વસ્તુઓની આસપાસ દિક અને કાળ તો વ્યાપેલાં જ છે. હવે વસ્તુઓ અથવા પદાર્થો શું છે અને કેવાં છે તે જોઇશું:—

જગતની તમામ વસ્તુઓ, મૂળતત્વોમાંના અમુક મૂળતત્વોની બની છે અને એ મૂળતત્વો, અણુ પરમાણુનાં બન્યાં છે. અણુ પરમાણુ 'ઇલેક્ટ્રોન્સ' અને 'પ્રોટોન્સ' એટલે દૂર ભાગતાં અને મધ્યબિંદુ તરફ ખેંચાતાં વિદ્યુત પરમાણુનાં બન્યાં છે, સૂર્ય–મંડળોની આસપાસ ગ્રહ ઉપગ્રહો ફરે છે તેમ પોઝીટીવ વિદ્યુત પરમાણુની આસપાસ નેગેટીવ ઇલેક્ટ્રોન્સ ઘૂમી રહ્યાં છે.

પદાર્થ માત્રની સૂક્ષ્મ રચના અને રાસાયણિક ગુણોનો ઉદ્‌ભવ, આ અણુ પરમાણુઓ જુદી જુદી રીતે એકત્ર થયાં હોય અને અણુ પરમાણુનાં ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સની સંખ્યા, ગતિ, ઇત્યાદિના

ફેરફાર થાય તે ઉપર રહ્યો છે. ઈંટોનો ઢગ પડ્યો હોય તેમાંથી ચૂલો બને, બંગલો બને, ગરનાળાં બને. પાણી ઊંચે ઉડતું હોય તો ફુવારો દેખાય, સ્થિર હોય તો તળાવ બને, વહેતું હોય તો નદી કહેવાય એના જેવું પદાર્થનાં નામરૂપને વિષે કંઈક છે. વિદ્યુત અણુઓ બહુ જ જોરથી ગતિ કરે છે અને પદાર્થ એટલે એવાં અણુઓની જાતજાતની એકત્ર થયેલી ભેગી સ્થિતિઃ દિક–કાળમાં ગોઠવાયલી, અમુક અમુક સંખ્યાની અને અમુક અમુક ગતિ કરતી વિદ્યુત અણુઓની એકત્ર સ્થિતિ એટલે પદાર્થ.

આ રીતે તો રેડિયમની ક્રિયા જોયા પછી મૂળતત્વો પણ બદલી શકાય એમ સિદ્ધ થયું છે.

રસાયણશાસ્ત્રનાં પુસ્તકોમાં મૂળતત્વોનું એમનાં અણુઓનાં (એટમ્સ) વજન પ્રમાણે જે કોષ્ટક આપવામાં આવે છે તેમાં એક બીજે મૂળતત્વોના ગુણમાં ને સ્વરૂપમાં જે ભેદ છે તેનું કારણ એમની રચનામાં ગોઠવાયલાં અણુઓની સંખ્યા જ છે. અણુઓનાં વજન અને સંખ્યાના ફેરફાર, અણુઓની અંદરની રચનાના ફેરફાર સૂચવે છે અને એ ફેરફાર તે વિદ્યુત અણુઓની ગતિ સંખ્યા પર આધાર રાખે છે.

પદાર્થો નક્કર, પ્રવાહી અને વાયુરૂપ એ સ્વરૂપમાં જોવામાં આવે છે તેનું કારણ અણુ પરમાણુની વચમાં જે અંતર રહે છે તેની અને પદાર્થની સપાટી પરનાં અણુ પરમાણુની ગતિની વધઘટ થાય છે તેને લીધે હોય છે. ઘટ્ટ અથવા નક્કર પદાર્થોમાં અણુ પરમાણુઓ પાસે પાસે હોય છે ને ગતિ પણ ધીમી હોય છે. પ્રવાહીમાં અણુ પરમાણુઓ જરા આઘે આઘે હોય છે ને ગતિ જરા વધારે ઝડપી રહે છે, વાયુરૂપ પદાર્થોમાં અણુ પરમાણુ વચ્ચે સૌથી વધારે છેટું હોય છે અને ગતિ સૌથી વધારે ઝડપી રહે છે. આ

ઉપરાંત કોલોઇડલ અથવા લીસો ચીકણો પ્રવાહી એક પદાર્થનો ચોથો વર્ગ છે તે બહુ જ બારીક અને સૂક્ષ્મ બંધારણવાળો હોય છે. સજીવકોષો આવાં કોલોઇડલ પ્રવાહી પદાર્થમાં ઉછરતાં જોવામાં આવે છે.

કોલોઇડલ સ્થિતિના અજીવ પદાર્થોમાં જે પ્રતિક્રિયાઓને મળતી [ Reactions ] ક્રિયાઓ થાય છે તે સજીવ સૃષ્ટિમાં થતી પ્રતિક્રિયાઓને મળતી આવે છે. પ્રતિક્રિયા એટલે આઘાતના પ્રત્યાઘાત—બહારથી જે હલ્લા આવે તેના સામા દાવ, એટલે પ્રતિ-ક્રિયા—પદાર્થ માત્રની આંતરિક રચના અને એનાં અણુ પરમાણુની ગતિ જોતાં, સજીવ અને નિર્જીવ સૃષ્ટિ વચ્ચેનો ભેદ બહુ જ જૂજ થઇ જાય છે.

પહેલાં પ્રકૃતિના પદાર્થોને નિર્જીવ, જડ અને ગતિ વગરનાં ગણવામાં આવતાં હતાં એ વાત તો હવે ઉડી જ ગઇ છે. સજીવની માફક અજીવ પદાર્થો પણ બહુ જ સક્રિય માલમ પડે છે. કહેવાતા જડ પદાર્થો જડ નથી; અત્યંત ગતિવાળા છે. જડ અને સજીવ સૃષ્ટિ વચ્ચેનો ભેદ મરેલી અને જીવતી વસ્તુના ભેદો જેવો નથી પણ ધીમે અને જોરથી ગતિ વચ્ચેના ભેદ જેવો એ તફાવત છે. જડ અને ચેતનની સહકારી ક્રિયાઓનાં ક્ષેત્ર, એક બીજામાં ભેળવાઇ જાય છે અને આ જગતમાં એ બેને છૂટાં પાડવાનું કામ મુશ્કેલ થતું જાય છે.

જુદાં જુદાં મૂળતત્વો પણ રેડિયમની ક્રિયા જોયા પછી જુદાં જુદાં રહી શકે અથવા જુદાં જુદાં ગણવાં જોઇએ એમ લાગતું નથી. રેડિયમનું તેજ ઉડી જતાં એટલે એનાં પરમાણુઓમાં ઘટ પડતાં, રેડિયમનું સીસું થાય છે. સીસાનાં પરમાણુઓ ઓછાં કરી શકાય તો એમાંથી પારો મળે, અને પારામાંથી સોનું મળે. બધી રમત એમ મૂળ તત્વોમાંથી અણુઓની સંખ્યા ધીમે ધીમે ઓછી કરવાની છે.

કિમિયાગર લોકો પારામાંથી સોનું કરવાનો દાવો કરતા એ આગળ ઉપર ખરું પડે તો નવાઈ જેવું નથી.

મૂળ તત્વોનું કોષ્ટક જોતાં, વનસ્પતિ અને પ્રાણી વર્ગનાં કુટુંબો અને વર્ગો વચ્ચે જેવો સંબંધ છે તેવો સંબંધ મૂળતત્વો વચ્ચે પણ લાગે છે. અજીવ અને જીવ બન્નેમાં આંતરિક ક્રિયાએ, સ્થિતિસ્થાપકતાના ગુણો અને ઘણું કરીને વિકાસ અને વંશપરંપરાના સંબંધો એકસરખા હોય એમ ધારી શકાય છે.

પદાર્થની રચના જોતાં એમ પણ લાગે છે કે એકમાંથી બીજા નવાં રૂપો ઉત્પન્ન કરે છે. એ રૂપોએ પોતાના શરીરમાંથી ઉત્પન્ન નથી કરતાં પણ ઘાટના ફેર, રચનાના ફેર અને નમુનાના ફેરફાર કરે છે અને જડ જગતમાં, પદાર્થોનાં નામ રૂપમાં જે ફેરફાર છે તે રચના અને ઘાટના જ ફેર છે.

જીવ અને મન પસંદગીથી, મિશ્રણો કરીને અને આકારો ભેગાં કરીને નવાં સર્જન કરે છે, તેમ સજીવ પદાર્થો પોતાનાં રૂપ ટકાવી રાખીને, આંતરિક ક્રિયાઓ અને બળોને જોરે, નવા નવા ઘાટ ઘડયાં જ જાય છે. એ પદાર્થો માત્ર મનુષ્યોને જ કામ આવે છે એટલું જ નહિ પણ વિશ્વના બંધારણમાં પણ અગત્યનાં છે.

બળવાળી, રચનાત્મક અને નવાં નવાં સર્જન કરવાની શક્તિ પ્રકૃતિમાં ન હોત તો **શક્તિ વિશ્વની જનેતા** છે તે એને વિશ્વની જનેતા, શક્તિમાતાનું પૂજ્ય નામ એને મળત નહિ.

પદાર્થો, એમના સૂક્ષ્મ, લીસા, પ્રવાહી સ્વરૂપમાં [કોલોઈડ રૂપે] નવાં રૂપ ઘડે છે. 'ક્લોરોફીલ' એટલે વનસ્પતિની લીલાશ અને હીમોગ્લોબીન એટલે લોહીની લાલાશ; એ 'કોલોઇડ' સ્થિતિમાંથી બનતી રાસાયણિક ચીજો છે. એ બન્ને સજીવ સૃષ્ટિની જીવન ક્રિયાઓ માટે જરૂરની છે. કોષોના દેહમાં, "કોલોઇડ" રૂપમાં પદાર્થો

હોય છે અને એ કોલોઇડ એટલે ચીકણા લીસા પદાર્થોના ગુણ એવા જણાયા છે કે જેમાંથી "ક્લોરોફીલ" [લીલાશ] અને હીમો-ગ્લોબીન [ લાલાશ ] બને છે. 'ક્લોરોફીલ' ને સૂર્યનાં કિરણની મદદ મળતાંની સાથે, એટલે દિવસના ભાગમાં, હવામાંથી, કારબોનિક એસિડ ગેસમાંનો કારબન મળતાં વનસ્પતિના દેહ બંધારણનું કામ શરૂ થાય છે અને 'હીમોગ્લોબીન' દ્વારાજ, શ્વાસથી લેવાતો 'ઑકસીજન,' પ્રાણી દેહની ક્રિયાઓ માટે મળે છે.

આમ 'ક્લોરોફીલ' અને 'હીમોગ્લોબીન' એ જાણે જડ અને ચેતન સૃષ્ટિની વચ્ચેની કડી જેવાં કે પુલ જેવાં છે. પદાર્થોને કોલોઇડ રૂપમાં આપણે જાણે ચેતન સૃષ્ટિના ઉંમર સુધી પહોંચી જતાં જોઇએ છીએ. કોલોઇડ રૂપો અને સજીવ કોષોની વચ્ચેનું અંતર સૃષ્ટિ રચનાની, કરોડો વર્ષ પૂર્વેની કોઇ ક્ષણે કૂદાઈ ગયું હશે. તે વખતે કોષો કરતાં પણ સૂક્ષ્મ રૂપોમાં, સજીવ સૃષ્ટિ હશે ત્યારે જડમાં ફેરફાર થઈ અજીવમાંથી સજીવ રૂપો કે ચેતન રૂપો બન્યાં હશે. તે વખતે પૃથ્વી પર, સૂર્યમાંથી વધારે વિદ્યુત બળ મળતું હશે, જે હવે ઓછું થયું છે.

ટુંકામાં નવા પદાર્થ વિજ્ઞાનથી, પ્રકૃતિની જે સૂક્ષ્મ મીમાંસા થઇ રહી છે અને તેમાંએ કોલોઇડ રૂપનાં જે રહસ્ય સમજાતાં જાય છે તેનાથી ચેતન અને સ્થૂલ યાનેં જીવ અને અજીવ વચ્ચેનો ભેદ ઝાઝો રહેતો નથી.

તેજ આપનારી વસ્તુઓ, સૂર્ય અને તારા ઇત્યાદિમાંથી જે પ્રકાશ પૃથ્વીને મળે છે તેનું પ્રમાણ અને માપ લેવાની રીતો જડી છે, રેડિયમ તેજસ્વી તત્ત્વ છે અને તેનું તેજ હજારો વર્ષોએ, એક ઔસમાંથી [ અધોળમાંથી ] એક બે દાણાભાર જેટલું [ગ્રેઇન જેટલું] ઓછું થાય છે તે ઉપરથી તેજ એ શું હશે અને એની ઝડપી ગતિમાં

કેટલા સૂક્ષ્મ પ્રમાણમાં પદાર્થોનાં પરમાણુ વહેતાં હશે તેનો કંઈક ખ્યાલ આવે છે. તેજની ગતિ કે પ્રકાશના વેગનું માપ, સા, રિ, ગ, મ, પ, ધ, નિ, નામના સાત સૂરનું જે સંગીતમાં માપ છે તેના જેવું જ હોવાથી તેજ એ વિશ્વનું સંગીત છે એમ કહેવામાં આવે છે.

વિદ્યુત પ્રવાહ અને તેજનાં કિરણોનું માપ: એમનાં વજન, ગતિ, વિદ્યુત કણોનાં ભ્રમણ; અણુ પરમાણુની ગતિનાં ક્ષેત્ર; વિદ્યુતકણો અને અણુ પરમાણુઓની વચમાં ખાલી રહેલી જગાઓ: આ બધા વિષયો વિષેનું પદાર્થ વિજ્ઞાનનું જ્ઞાન, આજ કાલ બહુ ચોક્કસ થતું જાય છે. વીજળીના પ્રવાહો એટલે છૂટાં છૂટાં ઇલેકટ્રોન્સના જ પ્રવાહો સમજવા.

રસાયણશાસ્ત્ર અને પદાર્થ વિજ્ઞાનમાં, જેમ જેમ ઊંડા ઉતરતા જઈએ છીએ તેમ તેમ સિદ્ધ થાય છે કે પ્રકૃતિ એટલે એક જાતની ક્રિયાશક્તિ જ છે. બીજું કંઇ નથી. આ જાણ્યાથી વિશ્વની રચનાનો ભેદ ખુલ્લો થતો જાય છે. નાના પ્રકારનાં નામ, રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ જેનો ગુણ છે એવું જગત આખરે તો શક્તિની જ માયા છે. જગત એટલે શક્તિ.

આ શક્તિ, યાંત્રિક કે કેવળ અંધગતિ વાળી નથી. એનામાં સ્વતંત્ર પસંદગી કરવાની સમજ હોય અથવા બુદ્ધિ જેવું કાંઇ તત્ત્વ એનામાં હોય, એમ ઘણા વૈજ્ઞાનિકોનું પણ હવે માનવું થયું છે. બાકી આપણા શક્તિ તત્ત્વજ્ઞો તો, શકિતને ચિનમયી સુદ્ધાં વર્ણવતા આવ્યા છે. જગતના બંધારણમાં જે અણુ પરમાણુ કહેવાતા જડ કે અજીવ જગતમાં છે તેમ સજીવ સૃષ્ટિમાં કોષો છે. વિદ્યુત અણુઓ બંધાયા તે પહેલાં અને કોષો રચાયા તે પહેલાંના સમય દરમિયાન, સૃષ્ટિ વિકાસની બીજી રચનાઓ થઈ હશે પણ એ હવે જતી રહી છે, જડ અને ચેતન સૃષ્ટિની તપાસ કરવા માટે હમણાં તો આપણી પાસે અણુ પરમાણુ અને કોષો રહ્યા છે. અણુ પરમાણુની, રસાયણ, પદાર્થ

વિજ્ઞાન, ગણિત અને વિકાસક્રમ તથા સાપેક્ષ દ્રષ્ટિની માન્યતા ઇત્યાદિથી ઉપર મુજબ કંઇક તપાસ કરી હવે કોષોની તપાસ કરીશું.

An outline of Modern Knowledgeમાં મી. સલીવાન "વિશ્વનું પ્રાકૃતિક સ્વરૂપ" એ નામના ઉત્તમ નિબંધમાં લખે છે કે પ્રકૃતિની ક્રિયાઓ નિર્ણિત નથી. વિદ્યુત અણુઓ, ક્યારે ક્યાં ઊછળશે એ ચોક્કસ કહી શકાતું નથી. દૃશ્ય જગતની સૂક્ષ્મ મીમાંસા કરતાં એમ માલુમ પડે છે કે અણુ પરમાણુના મૂળમાં, સ્વતંત્ર ઇચ્છાશક્તિ રહેલી છે. કઇ વખતે એ શું કરશે તે નક્કી નથી. આપણી અંદર સ્વતંત્ર શક્તિ છે તેનું પૃથક્કરણ થઇ શકે, તોજ દૃશ્ય જગતનું પૃથક્કરણ થઈ શકે. જડની ને ચેતનની; જોનાર અને જોવાનું છે તે બંનેની મીમાંસા એક જ પ્રકારની થઈ જાય છે. જે તત્વ જીવમાં કામ કરે છે તે જ તત્વ જગતમાં પણ કામ કરી રહ્યું છે. રંગ રાતો છે એની આપણને જે સમજ પડે છે તેનું કારણ અમુક ઇલેક્ટ્રો મેગ્નેટીક યાને વિદ્યુત લોહચુંબક પ્રવાહો છે. ટેનીસનો બૉલ, બૉલ જેવો દેખાય તેનું કારણ પણ બૉલનાં દ્રવ્યોનું ગોળ સ્વરૂપ સમજતાં, [ બૉલના પદાર્થનાં ] મોજાં, આંખની જ્ઞાનતંતુપર જે અસર કરે છે તે જ છે. આ વાત ગૂઢ રહસ્યમય નથી? પ્રો. એન્સ્ટીનની સાપેક્ષ સત્યની [ રીલેટીવીટીની ] માન્યતાનો વિચાર કરીએ તો ટેનીસ બૉલ એટલે અમુક લંબાઇ, પહોળાઈ, જાડાઇ અને દિક–કાળથી બનેલી દિકનો જ્યાં અમુક ખૂણો પડે છે એવી એક વસ્તુઃ દૃશ્ય જગતનાં મૂળતત્વો શેનાં બનેલાં છે એ વિષે તો વિજ્ઞાનશાસ્ત્ર કંઇ કહી શકતું નથી. એ જે ખુલાસો કરે છે તેથી તો આ બધી "માયા" જ છે એમ લાગે છે! શું છે એતો કંઈ સમજાતું નથી,' જાતજાતનાં કાલ્પનિક ગણિત અને ભૂમિતિઓ રચીને એ પ્રકૃતિની ક્રિયાઓ સમજાવે છે. પણ પ્રકૃતિ મૂળમાં શું છે એ તો હજી અનિશ્ચિત છે. જેવો જોનાર અભેદ્ય છે. "સબજેક્ટ"ના અંતિમ સ્વરૂપની જેમ સમજ નથી પડતી તેમજ "ઓબજેક્ટ"ના અંતિમ સ્વરૂપની પણ સમજ પડતી નથી,

વનસ્પતિ અને પ્રાણીઓનાં શરીર, જે ઈંટોનાં બન્યાં છે તે ઈંટો જીવતી છે. એને કોષો કહે છે, એક ટીપા પાણી જેટલી જગામાં આવા બે હજાર કોષો હોઈ શકે! આવા કરોડો અને અબજો કોષોથી આપણા દેહ બંધાયા છે! ખોરાક મેળવી, આવા કોષો, પોતાના દેહની વૃદ્ધિ કરે છે. એકનાં બે, બેનાં ચાર, ચારનાં સોળ અને સોળનાં, સોળ સોળાં બસો છપ્પન એમ ઘડીવારમાં થઇ જાય એકમાંથી બહુ થવાની જીવનલીલા આપણાં શરીરોમાં હરદમ ચાલી રહી છે!

કોષોનો વંશ વિસ્તાર, કોષો, પોતાના સૂક્ષ્મદેહના કકડા કરી નાખીને કરે છે! શ્વાસોશ્વાસ, પાચન, મળત્યાગ, ઇત્યાદિ જીવની જે જે ક્રિયાઓ છે તે આ કોષો પણ મોટાં પ્રાણીઓના જેવી જ રીતે ચલાવી રહ્યાં છે! એ દુશ્મન જંતુઓની સામાં થાય છે. યુદ્ધ કરે છે. લડે છે, જીતે છે, હારે છે! કયો ખોરાક શરીરને કામ આવશે અને કયો નહિ આવે એ જાણતાં લાગે છે! પડેલા ઘા એ, પોતાની મેળે રુઝાવી શકે છે! ખોરાકમાં, રાસાયણિક ફેરફાર કરી, પોતાના શરીરમાં મેળવી લેતા પહેલાં એ પ્રતિકૂળને પણ અનુકૂળ બનાવી શકે છે.

આ કોષોની મૂળ ઉત્પત્તિ કેમ થઇ હશે એ કોઇ જાણતું નથી. પણ આમના વંશ વિસ્તારથી જ બધાં વનસ્પતિ, પ્રાણીઓ અને મનુષ્યો બન્યાં છે.

આમ દેહના વિકાસ, વંશ વિસ્તાર, સંજોગો પ્રમાણે ફેરફાર કરવાની શકિત ઈત્યાદિ વિગતો જાણવાથી, સજીવ સૃષ્ટિ ક્રિયાનાં કંઇક રહસ્યો આપણે સમજી શકીએ છીએ.

જેમ અણુ, પરમાણુના, મૂળમાં વિદ્યુત શકિત હતી, એવી જ કોઇ વિદ્યુત શકિતને બળે, આ કોષો, પોતાના દેહના કકડા કરી, વંશ વિસ્તાર ઈત્યાદિ ક્રિયાઓ કરે છે કે શું? એમ આપણને જાણે લાગે; પરંતુ આ સરખામણી વધારેવાર જીવ સૃષ્ટિમાં ચાલી શકે

એમ નથી. વિદ્યુત શકિત, જીવ શકિતમાં ઢંકાઈ ગઇ લાગે છે. બીજી રચનાઓ રચવામાં એ શકિતનું ત્યાં જાણે રૂપાંતર ના થઇ ગયું હોય! બાકી મૂળમાં તો જે શકિતથી અણુ પરમાણુ રચાયાં તે જ શકિતથી કોષો પણ ઘડાયા છે. પ્રકૃતિ માત્ર, વિદ્યુત શકિત છે અને નિર્જીવ કે સજીવ સૃષ્ટિ બન્નેના મૂળમાં વિદ્યુત શકિત જ રહેલી માલમ પડે છે.

વનસ્પતિની વૃદ્ધિ અને જીવન વ્યાપારમાં, સૂર્યનો તડકો કેટલું બધું કામ કરે છે એ જોતાં, જે વખતે સૂર્યમાં હાલ છે તેના કરતાં વિશેષ ગરમી હશે ત્યારે અને કિરણોમાં જ્યારે રાસાયણિક ક્રિયાઓ કરવાનું જોર વધારે હશે ત્યારે–ખગોળના એ જૂના યુગોમાં–કોષોની જીવન લીલા શરૂ થઇ હશે. તે વખતે પૃથ્વીનાં પાણીમાં, પદાર્થોની મેળવણી અને “ કૅાલોઇડ ” એટલે ઓતપ્રોત થયેલાં ચીકણાં મિશ્રણો પણ ઘણાં હશે. મૂળ જીવ દરિયામાંથી શરૂ થયા છે અને પછી ધીમે ધીમે, જીવન વિકાસ થતાં જળમાંથી સ્થળ પર અને ખેચર [ આકાશ વિહારી ]-પંખીઓ, પછી પશુઓ અને પછી મનુષ્યો થયાં છે.

કોષો સમૂહમાં રહે છે અને અસંખ્ય કોષોથી બનેલાં પંખી, પશુ અને મનુષ્યો પણ સમૂહમાં રહે છે. સમૂહમાં રહેવાની ટેવ આપણને જાણે છેક કોષની અવસ્થામાં આપણે હોઇશું ત્યારથી પ્રાપ્ત થયેલી છે. કોષોની સંખ્યા હદ ઉપરાંત વધી જાય છે, ત્યારે ગૂંચવાડો દૂર કરવા જ જાણે એ બધાં છૂટાં છૂટાં થઇ જાય છે. આપણામાં જેમ બહુ મોટાં કુટુંબો થતાં, છોકરાં જુદાં જુદાં ઘર માંડે છે તે સ્વભાવ છેક કોષ જીવનમાંથી આપણને પ્રાપ્ત થયેલો છે.

વનસ્પતિ અને પ્રાણી કોષોના ભેદ પડયા તે પહેલાં એમનામાં નર અને નારીજાતિની ક્રિયાઓ ગોઠવાઇ હતી. વનસ્પતિ ને હવા અને પૃથ્વીમાંથી ખોરાક મેળવવાનો હતો તેથી વનસ્પતિના કોષોએ,

સ્થિર રહીને લીલાં પાંદડાં અને મૂળાડિયાં ઘડનારા કોષો ખીલવ્યા અને પ્રાણીઓને સજીવ ખોરાક મેળવવાના હતા તેથી હાલી ચાલી શકે એવાં, હાથ, પગ, સ્નાયુઓ અને હાડકાં, પ્રાણીઓના કોષો, બનીને બેઠા. કેટલાક કોષો પોતાના શરીરમાંથી દોરીઓ કહાડીને તાણવાણાથી સ્નાયુઓ બન્યા; કેટલાક કઠણ થઇ જઇને હાડકાં બન્યાં, લાંબી દોરીઓ કહાડીને, મજ્જાતંત્ર એટલે તાર ખાતું કેટલાક કોષોએ ખીલવ્યું ને મજ્જાઓ, સ્નાયુઓને હલાવવા ચલાવવા લાગી. વળી એમના કેટલાક કોષો મગજ બનીને આખા શરીરની ક્રિયાઓપર રાજ્ય ચલાવવા લાગ્યા. કોષો ગુણે, તો એક જ જાતના હતા. પણ શરીરના જુદાં જુદાં ભાગોનાં કામ પરત્વે એના એ કોષો જુદાં જુદાં રૂપ લઇને બેઠા. લોહીમાં લાલ અને સફેદ જીવ અણુઓ, બનીને એ તરવા લાગ્યા. ચામડી બનનારા કોષોએ કાચબાના શરીરપર હોય છે એવાં ભીંગડાં પોતાના દેહ ઉપર ઘડયાં. કોઇ પાતળા, કોઈ જાડા, કોઇ ગોળ, કોઇ અણિયાળા એમ ઘાટ ઘાટના બની, જુદી જુદી જાતની જગાઓએ જઇને, તે અવયવોનાં કામને અનુકૂળ પોતાનાં શરીર ઘડી બેઠા. એક સ્ત્રી રજનું કોષ, અને એક પુરુષ વીર્યનું કોષ મળીને, એ બેના યોગથી, કરોડો અને અબજો કોષો જનમ્યા; રાજા, રાણી, પટાવાળા, સ્ત્રી પુરુષો, મજૂર, શેઠ, દેવ, દાનવ, રસોઇઆ, ઝાડુદાર, વગેરેના વેષ લઇ નટો એટલે એકટરોની જેમ, કોઈ ભવ્ય નાટક ભજવતા હોય એવો જ આ કોષોનો એ બધા નટો જેવા હતા. શરીર એ જાણે નાટક અને નટો તે જાણે કોષો. વનસ્પતિ અને પ્રાણી દેહમાં કારમો ખેલ છે! અથવા પ્રાણી દેહ એ કોઇ મોટા સુવ્યવસ્થિત રાજ્ય જેવું છે. એમાં તાર ખાતું, ઉત્પન્ન, પોષણ, અરસપરસ વ્યવહાર, સહકાર, આરોગ્ય રક્ષા, ઇત્યાદિ જુદાં જુદાં ખાતાં છે. પાચનક્રિયા, શ્વાસોશ્વાસની ક્રિયા, રુધિરાભિસરણ, જુદાં જુદાં રસ છોડનારી ગાંઠો [ગ્રંથિઓ]; મજ્જાતંત્ર, સ્નાયુ અને હાડકાં વિભાગ; પ્રજોત્પત્તિ ખાતું; મળમૂત્ર અને પરસેવો કહાડનાર ખાતાં એમ અનેક ખાતાં જ્વલંત અને જીવંત છે. એ ખાતાં જડ

નથી. એ તમામ જીવતા કોષોથી જ બન્યાં છે. જે જે ખાતામાં કોષો કામ કરે છે ત્યાં ત્યાં જેવાં કામ તેવાં એગ્નાં શરીર ઘડાય છે. પેશાબ તૈયાર કરનાર અવયવો એટલે ગુરદા [કીડનીઝ] માં જે કોષો રહ્યા છે તે, કાળા લોહીનો પ્રવાહ એમના માર્ગોમાંથી પસાર થાય છે કે તરત લોહીમાં રહેલાં પેશાબનાં તત્ત્વો ટપકે ટપકે છૂટાં પાડી લે છે.

પાચન ક્રિયા ચાલે છે ત્યાં, જઠર અને આંતરડાની ગાંઠો અને પડ બનીને જે કોષો બેઠા છે તે વારંવાર પાચન રસ છોડયા કરે છે ને તે વડે ખોરાકમાં રાસાયણિક ફેરફારો કરી એને આગળ ને આગળ ધકેલતા જાય છે. નાકનું સુંવાળું અસ્તર બનીને જે કોષો બેઠા છે તે પણ નાક ભીનું રહે એટલું પાણી છોડ્યા કરે છે ને હવાને આગળ ફેફસાં તરફ ધકેલ્યા કરે છે. શરીરમાં એક જીવ કયાં હશે કે જે આ બધું બેઠો બેઠો ચલાવતો હશે એવું તો કંઈ જડતું નથી પણ શરીરના કણેકણમાં આવા અબજો જીવતા કોષો, પોતપોતાને મળેલું કામ, પૂર્ણ વફાદારીથી બજાવ્યે જાય છે અને બીજા કોષોને સહકાર આપે છે. શરીરના કોઇ ભાગમાં આપત્તિ કે ભય આવતાં ત્યાંના બધા કોષો જાગ્રત થઈ જાય છે અને શરીર રક્ષાની નાના પ્રકારની યોજનાઓ કરવા મંડે છે. સોજો આવવો, ટાઢ ચડવી, તાવ આવવો એ બધી દુશ્મનો સામે સૈન્ય ભરતીની, કોષોની યોજનાઓ છે. આ અસાધારણ યોજના ચાલે છે તેમ છતાં કોષો, પોતપોતાનું સોંપાયલું કાર્ય તો બને ત્યાં સુધી કરતાં જ રહે છે.

અણુ પરમાણુ અને સજીવ કોષોમાં જે ફેર છે તે કોષોના શરીરમાં રચનાની વિધવિધતાનો છે. પરમાણુના દેહ સાદા છે અને કોષો ગુંથણીવાળા છે. કોષોનાં કામ પણ જુદાં જુદાં અને ખાસ આવડતોની જરૂર પડે એવાં હોય છે. આ બધાં એકઠાં મળીને સમગ્ર દેહને માટે પ્રવૃત્ત રહે છે. નથી થતી કોઇ પ્રકારની એમના કામમાં અથડાઅથડી કે નથી થતા ત્યાં ગોટાળા. બધે સુવ્યવસ્થા સહકાર, સંપ અને સાવધાનતા જોવામાં આવે છે.

કોષોનાં કામ જોતાં જે જે દેહોમાંએ કામ કરે છે તે દેહ તરફ એમની પૂર્ણ વફાદારી અને જવાબદારી દ્રષ્ટિગોચર થાય છે. કર્તવ્ય બજાવતાં કોષોને મરવું પડે તો મરી જવું એ વાતની હા, પણ જીવમાં જીવ હોય ત્યાંસુધી હરામી કે બેવફાઈની વાત નથી.

જડ જગતમાં અણુ પરમાણુના કામમાં એક જાતનું સમતોલપણું રહે છે પરંતુ કોષોના કાર્યનું સમતોલપણું અને સુવ્યવસ્થા વધારે ચઢિયાતાં છે. અવયવો અવયવોની વચ્ચે અને શરીરની આંતરિક ક્રિયાઓમાં જે એક ધાર્યાં કામ ચાલી રહે છે તે અજબ છે. કોષો અને સૂક્ષ્મ જીવોમાં, મનુષ્યો કે પ્રાણી જેવાં મગજો કે મન તો કંઈ ખીલ્યાં નથી. એમનાં મન કેવાં હશે તે કંઈ સ્પષ્ટ નથી સમજાતું; પરંતુ મન કરવાં પણ વધારે અસરકારક, નિયમસર ક્રિયાઓ ત્યાં ચાલી રહી છે.

કોષોના શરીરમાં વિકાર થતાં એ આરોગ્ય મેળવી શકે છે. એક બીજાં સાથે હળી મળીને, મંદવાડ વખતે એક બીજાનાં કામો નભાવી લે છે. દેહને જરૂરની તમામ ક્રિયાઓનું આ કોષો દ્વારા એવું એકીકરણ સધાય છે અને એવી વ્યવસ્થા રચાય છે, કે "ખરા કાયદા અને સુવ્યવસ્થા તો આમનાં જ!" એમ ઉદ્‌ગાર થઈ ગયા વગર રહેજ નહિ! આહાર, નિદ્રા, ભય અને મૈથુન માટે; જીવન વૃદ્ધિ અને વંશ વિસ્તાર માટેની, જીવમાત્રની તમામ ક્રિયાઓની સાધના, આ કોષો જ રચે છે. અથવા એ ક્રિયાઓ માટે જ એમનાં જીવન છે. એક વ્યક્તિના હિત માટે આ જુદાં જુદાં અસંખ્ય કોષો, કાર્ય કરે છે. એ બધાંના જુદાં જુદાં કામનો સરવાળો, વિભાગોની ગણત્રી કરતાંયે, વિશેષતા વાળો થાય છે, સમગ્રનું કોઈ દબાણ એમના પર થતું હોય એમ લાગે છે. કોઈ મધ્યવર્તિ બળનો એ જવાબ આપતાં હોય એમ સમજાય છે.

જડ સૃષ્ટિમાં પણ રચનાર કે કોઈ કર્તા જેવું દબાણ આપણને લાગતું હતું. જીવન સૃષ્ટિમાં આંતરિક વ્યવસ્થા કરનાર અને એકબીજા ભાગો વચ્ચે કામની એકતા કરનાર પણ કોઇ કર્તા હોય એવો આપણને ભાસ થાય છે.

દ્રવ્ય અને શકિત જાણે ઊંઘતાં હતાં, એમને આ નાના સરખા સૂક્ષ્મ જીવો [કોષોએ] જાગ્રત કરી, કામ કરતાં કર્યાં છે. શકિત સજીવ-સૃષ્ટિમાં નવું જ રૂપ ધારણ કરે છે. ગુણોની વૃદ્ધિ કરે છે. પસંદગી કરવા માંડે છે. વંશવિસ્તાર કરે છે. સ્વાશ્રય અને સંયમ કેળવે છે.

અજીવ પ્રદેશમાં, નામ રૂપ હતાં, અહીં જીવ પ્રદેશમાં એને અહંકાર એટલે પોતાપણાનું ભાન થાય છે. કોષે, કોષે ચેતનનો ધર્મ જોવામાં આવે છે. પોતપોતાના કામનું એમને જાણે જ્ઞાન છે. કોષો એટલે સૂક્ષ્મત્તમ જીવો. એમને પણ મોટા જીવોની માફક જીવવું ગમે 'પોતના કામ પૂરતું, થોડુંક જ્ઞાન પણ એમને છે. અને સંપ સહકાર અને પ્રેમભાવ એમનામાં જણાય છે. સત્ એટલે જીવવું; ચિત્ત એટલે જ્ઞાન; અને સલાહસંપ ત્યાં આનંદ પણ હશે જ. એક તાલ હોય ત્યાં માધુર્ય હોય છે. પ્રેમ એ પણ આનંદનું જ ચિન્હ છે. આમ હોવાથી સત્, ચિત્ત અને આનંદ આ સૂક્ષ્મત્તમ જીવોમાં હોવાં જોઇએ એવાં ચિન્હો તો સ્પષ્ટ જણાય છે.

આપણા શરીરમાં આમ, અણુઅણુએ ચેતન ભરેલું છે. એ બધાં કોષોમાં વ્યાપેલું રહી, સત્ચિદાનંદ બનીને પ્રવૃત્તિ કરતું જાણવામાં આવે છે!

પ્રકૃતિ અને જીવ યાને ચેતન એક બીજામાં કેવાં ઓતપ્રોત રહેલાં છે એ જ ઉપરના તમામ લખાણોમાં દેખાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એમના અંતરમાં કોઈ મૂળતત્ત્વ એવું રહેલું છે કે નહિ કે જે મૂળતત્ત્વનો પગથિયે પગથિયે થતો વિકાસ જ, ચેતન-સૃષ્ટિમાં અને મનુ જ બુદ્ધિમાં સંપૂર્ણપણે ખીલેલો આપણે જોઇએ

છીએ ? પ્રકૃતિને અને ચેતનને છૂટાં પાડીને જોવાં એ એક રીતે તો અશક્ય છે; અને તેમાંએ પ્રકૃતિના ગુણ જ્યારે ચેતનને મળતા આવતા જોઇએ છીએ ત્યારે તો વિશ્વમાં ચેતન સિવાય બીજું કંઇ તત્ત્વ જ વસ્તુતઃ અસ્તિત્વમાં હોય એમ લાગતું નથી. કોષોમાં, પ્રાણીદેહમાં અને મનુષ્યની બુદ્ધિમાં ચેતનનો જ ઉત્તરોત્તર વિકાસ થયેલો આપણે અનુભવીએ છીએ.

સૃષ્ટિની ઉત્પત્તિ વિષે બે જાતના વિચારો ચાલે છે, એક એવો છે કે આદિકાળથી જે કંઇ અસ્તિત્વમાં છે તે હાલ જોવામાં આવે છે તેના બીજરૂપે હતું. બીજમાંથી જેમ વૃક્ષ થાય છે તેમ એ મૂળ બીજમાંથી આ સૃષ્ટિરૂપી વૃક્ષ થયેલું છે. બ્રહ્મરૂપી ઇંડામાંથી–હિરણ્ય-ગર્ભમાંથી–ધીમે ધીમે વિકસીને, સૃષ્ટિ થઇ છે. આ ધારણામાં બીજનો ભૂતકાળ પાછો માનવાનો રહે છે; અને ભવિષ્યકાળ પણ પ્રથમથી નક્કી કરાયલી યોજના પ્રમાણે ઘડાશે એમ સ્વીકારવું પડે છે. પોતાની જ બુદ્ધિ પ્રમાણેનાં, નવાં ઘડતર ઘડવાનું કે જાત જાતનાં સર્જન સર્જવાનું, ચેતન કે પ્રકૃતિ પાસે કંઈ રહેવા દેવામાં આવતું નથી.

બીજો વિચાર, ડારવિનના વિકાસવાદના સિદ્ધાંત પછી ઘડાયલો હાલમાં ચાલે છે તે છે. એને "સૃષ્ટિ એટલે નવાં નવાં સર્જન કરતું ચેતન" એ રીતે વર્ણવી શકાય એમ છે. ભૂતકાળની કોઇ યોજના પ્રમાણે એમાં ઘાટ ઘડાતા હોય એમ મનાતું નથી, પણ નવી નવી રચના અને નવાં નવાં રૂપ ઘડવાની ચેતનની સ્વતંત્ર શક્તિનો આમાં સ્વીકાર કરવામાં આવે છે.

પ્રકૃતિના માલ મશાલા પણ આમાં નવાં નવાં રચી શકાય એમ ગણવામાં આવ્યું છે. અને માત્ર બાણું મૂળ તત્વોમાંથી જ બધું ઘડાઇ રહ્યું છે એવી મર્યાદિત માન્યતા પણ અહીં નથી.

બ્રહ્મમાંથી ચેતનાનું સ્વરૂપ, એનો સ્વભાવ, માનસશાસ્ત્રના

સિદ્ધાંતો અને અંતઃકરણ અને બુદ્ધિનાં લક્ષણો એમ વિચાર પરંપરા ચલાવીએ તો, આ આખોય વિષય વિજ્ઞાનનો નહિ પણ તત્વજ્ઞાનનો બને છે. પરંતુ પ્રકૃતિની રચના અને નામ રૂપ એટલું વિજ્ઞાન શાસ્ત્રના પ્રદેશમાં ખરું; આમ, આ આખાય વિષયને સમજવા તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાન બન્નેનું જ્ઞાન જરૂરી છે, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન બન્નેને પરમ સત્યની સમજ માટે એકત્રિત કર્યા વગર આપણને ચાલે એમ નથી.

બર્ગસન નામના તત્ત્વજ્ઞાની માને છે કે એક રસ વ્યાપક પ્રકૃત્તિમાં, ચેતનનો યોગ થવાથી [એટલે આપણી ભાષમાં એનો ભાવાર્થ સમજીએ તો "શકિત અને શિવનાં લગ્નથી] સંસારની અથવા જગતની ઉત્પત્તિ થઈ છે. કાળમાં દિકનો સંયોગ જ્યારથી થયો હશે તે ક્ષણથી સૃષ્ટિનો ઉદ્ભવ અને ઉત્તરોત્તર વિકાસ થયો હશે એમ બર્ગસન કહે છે.

પરંતુ પ્રકૃત્તિ અને પુરુષ વગરનું જડમાં ચેતન વગરનું એક અણુ પણ આખા વિશ્વમાં નથી. બન્નેને એક ગણવાં એ જ યોગ્ય છે. ચેતન અને જડ – પુરુષ અને પ્રકૃતિ વ્યકિત માત્રમાં એક એક નામ રૂપમાં વ્યાપીને રહ્યાં છે. શિવ અને શકિત એ બે એક જ છે. જનરલ સ્મટસ આને...સમગ્ર યાને પૂર્ણ એ નામથી ઓળખવા આપણને ભલામણ કરે છે, સત્યની તપાસ માટે – જે કંઈ છે તેના અસ્તિત્વ અથવા સતના અન્વેષણ માટે, જનરલ સ્મટસ, કોઈ પણ એક વસ્તુ અથવા કુદરતની ગમે એક ચીજથી શરૂ કરવા કહે છે.

મીઠાનો ગાંગડો, પાણીનું ટીપું, રેતનો દાણો, લાકડું, કીડી, ચકલી, ઘોડો, માણસ; ગમે તે એક લો અને પછી તપાસ શરૂ કરો. પૃથક્કરણ કરતાં કરતાં; રાસાયણિક મિશ્રો, મૂળતત્ત્વો, અણુ પરમાણુ અને ગતિ સુધી પહોંચાશે. આખરે ગતિમાં બુદ્ધિ તત્ત્વ સૂક્ષ્મ રૂપે રહેલું માલમ પડશે અને કહેવાતાં સજીવ અને નિર્જીવ જગતમાં બધે; વ્યક્તિઓમાં કે વસ્તુઓમાં જે કંઇ જોવાશે તે પૂર્ણ

કે સમગ્ર રૂપે જોવાશે." આ જુદાં જુદાં સમગ્રો અથવા પૂર્ણરૂપોમાં કેટલાક સામાન્ય અને કેટલાક ખાસ ગુણો માલમ પડશે.

સમગ્ર સમજવા માટે જીવ સૃષ્ટિની વ્યક્તિઓ જ લેવી એવું કંઈ નથી એ ઉપર કહ્યું છે. કહેવાતી નિર્જીવ સૃષ્ટિમાંની પણ ગમે તે ચીજ કે પદાર્થનો કોઇ પણ ભાગ લેઇ જુઓ. ગમે તો મન લો, ગમે તો આત્માની વિભૂતિઓ લો, ગમે તે તપાસો, બધાં એક જ નિસરણીનાં પગથિયાં છે. વિકાસક્રમની પાછળ, અસ્પષ્ટ ઊછાળા મારતું કોઇ સર્જન બળ નથી જણાતું પરંતુ સ્પષ્ટ, ખાસ ક્રિયાત્મક, ફળદ્રૂપ શકિતવાળું ચેતન જણાય છે. વિશ્વ વિકાસનું સત્ય સ્વરૂપ ચેતનમય છે.

કોઇ પણ વસ્તુને તમે સમજવા માંડો તો માત્ર એની લંબાઈ પહોળાઈ અને વજનથી એનો બધો ખુલાસો નથી થઈ શકતો.

કોઈ ચિત્રમાં લુગડું અને રંગની કિંમત એ કંઈ ચિત્રની કિંમત નથી. તાજ મહાલના આરસ અને મજૂરીથી જ કંઇ એનુ મૂલ્ય નથી અંકાતું.

ચિત્રમાં મુખ્ય કિંમત, ચિત્રકારની કલાની છે, એટલે એના આત્માના વૈભવનું જેટલું મૂલ્ય હોય તેટલી કિંમત ચિત્રની ગણાય છે અને તાજ મહાલમાં પણ જે સૌન્દર્ય છે તે શાહજહાન બાદશાહના અંતઃકરણમાં જે પ્રેમ હતો એમાંથી ખીલેલું છે. અને શિલ્પીઓએ એનું પોતાની અનુપમ સર્જન શકિતથી મૂર્ત્ત રૂપ આપ્યું છે.

ચિત્રકળા, શિલ્પકળા, પ્રેમ અને સૌન્દર્ય, એનાં મૂલ્ય આંકયાં અંકાય એમ નથી.

કુદરતમાં બધે, પૂર્ણતા – સમગ્રતા ભરેલી છે. પદાર્થોમાં જ્યાં, મૂળતત્ત્વોનાં મિશ્રણો થયાં છે, તેમાં ઝાઝી વિવિધતા નથી. તદ્દન સાદી રચના હોય છે અને મિશ્રણોના જૂદાં જૂદાં ભાગો પોતાના મૂળ ગુણો અને ક્રિયાઓ સાચવી રહે છે. દૃષ્ટાંત તરીખે નાઇટ્રોજન અને

ઑક્સિજન હવામાં ભળેલા છે તે મિશ્રણ સાદુ ગણાય: બે કે વધારે મૂળતત્ત્વો ભેગાં થયા છતાં આવાં મિશ્રણોમાં રાસાયણિક ફેરફારો થઈને કોઈ ત્રીજી જ ચીજ નથી બનતી. હવામાં નાઇટ્રોજન અને ઑકસીજન ભળેલા છે પણ ઑકસીજન પ્રાણી માત્રનાં શ્વાસોશ્વાસમાં પ્રવેશી પ્રાણવાયુની ગરજ સારે છે અને નાઇટ્રોજન ઑક્સિજનના ભેગો હવામાં રહ્યા છતાં નાઇટ્રોજન રૂપે જ રહે છે, બદલાતો નથી. પાણીમાં ખાંડ મળી હોય છે તેમાંએ, એ ભેગી થયા છતાં ખાંડ ખાંડ રૂપે અને પાણી પાણી રૂપે જ હોય છે. ગરમ કરીને એ પાણીને ઉરાડી મૂકો તો પાછી નાખી હશે એટલી જ ખાંડ તેમાં રહેશે. પાણી કે ખાંડ બેમાંથી એકેનો ગુણ આવાં સાદાં મિશ્રણોમાં બદલાતો નથી, ફક્ત ખાંડનાં અને પાણીનાં રજકણો એક બીજાની વધારે પાસે આવ્યાં હોય છે એટલું જ.

પદાર્થોનો બીજો વર્ગ રાસાયણિક મિશ્રણોનો હોય છે. એમાં બે કે વધારે મૂળતત્ત્વો ભેગાં મળે છે; તે ભેગાં મળેલા બે કે વધારે તત્ત્વોના ગુણ બદલાઇ ત્રીજી જ વસ્તુ ઉદ્‌ભવે છે. દાખલા તરીકે પાણી; પાણીમાં હાઇડ્રોજન બે ભાગ અને ઑક્સિજન એક ભાગ એ પ્રમાણમાં મળેલાં છે. પાણીના ગુણ કે ક્રિયા હાઈડ્રોજન કે ઑક્સિજનથી જુદાં જ છે. હાઈડ્રોજન વાયુ રૂપ છે. ઑક્સિજન પણ વાયુ રૂપ છે. ને પ્રાણ વાયુ કહેવાય છે. પણ પાણીમાં બેમાંથી એકે વાયુરૂપે નથી. એ તો પ્રવાહી બની ગયા છે. પાણીમાંનો ઑક્સિજન શ્વાસોશ્વાસમાં કામ આવે એમ નથી. રાસાયણિક મિશ્રણોમાં મૂળતત્ત્વોનું એકીકરણ વધારે જુદું છે. ત્યાં રચના, ગુણ અને ક્રિયા બધાં જ બદલાઇ જાય છે. આવાં રાસાયણિક મિશ્રણોમાંથી ભેગાં થયેલાં મૂળતત્ત્વોને પણ જુદાં પાડવાનું કામ મુશ્કેલ છે.

જીવોમાં મૂળતત્ત્વોનું એકીકરણ રાસાયણિક મિશ્રણો કરતાં એ જુદી રીતે થયેલું છે. એ એકીકરણ સાદાં કે રાસાયણિક મિશ્રણો

કરતાં ઘણું આગળ વધેલું છે અને તીવ્રતર છે. જીવોના અવયવે અવયવે, સમગ્રની છાપ ઝીલી છે. નિયમોમાં અને એક બીજાને મદદ કરવાના વિષયમાં જીવ આખાના એકેએક ભાગ સમગ્રની સત્તામાં રહે છે.

મનુષ્યોમાં મનનો કાબૂ સમગ્ર ઉપર વિશેષ વધતો જાય છે. મનુષ્ય દેહમાં પણ પદાર્થ વિજ્ઞાનની અને રસાયણ શાસ્ત્રની ક્રિયાઓ તો નિયમસર ચાલ્યા કરે છે પરંતુ એ ક્રિયાઓને યોજના અને ઉત્તરોત્તર વિકાસના મધ્યવર્ત્તિ બળને આધિન રહેવું પડે છે. મનુષ્યને પોતપોતાનાં કર્ત્તવ્યોનું ભાન છે, સ્વતંત્રતા છે અને બહુ મોટા પ્રમાણમાં નવાં નવાં સર્જન કરવાની એને શક્તિ છે.

સૃષ્ટિ અથવા જગતમાં પદાર્થો, પદાર્થોનાં સાદાં મિશ્રણો, રાસાયણિક મિશ્રણો, વનસ્પતિ, પ્રાણી, મનુષ્ય અને પછી વ્યક્તિઓઃ એટલું ગણો. પછી બધું આવી ગયું. વ્યક્તિઓ એ સમગ્ર અથવા પૂર્ણનું ઉચ્ચમાં ઉચ્ચ બરાબર ખીલેલું—સ્વરૂપ છે. એનું વર્ણન જુદી જ રીતે કરવું જોઇએ. સત્ય એટલે સાચા અસ્તિત્વનું પ્રતિભાશાળી સ્વરૂપ તે વ્યક્તિઃ સમગ્રનાં પહેલાં પગથિયાનાં જડ રૂપો કરતાં છેલ્લાં પગથિયાનાં મનુષ્ય વ્યકિતનાં રૂપ વધારે સંપૂર્ણતાને પામ્યાં છે.

અણુ પરમાણુ અને કોષોમાં દ્રવ્ય અને જીવન બન્ને છે. જો કે આટલું વિજ્ઞાન સ્વીકારતું નથી. પરંતુ ભિન્ન ભિન્ન પદાર્થોમાં અને પ્રાણીમાત્રના દેહમાં દ્રવ્ય, જીવન અને મન અવ્યકત અને વ્યકતરૂપે રહેલાં વિજ્ઞાનની જ રીતે સિદ્ધ થઇ શકે એમ જનરલ સ્મટસ માને છે. એમને મતે વિકાસક્રમનું છેલ્લું સ્વરૂપ આધ્યાત્મિક બને છે. અધિભૌતિક તત્ત્વ ખીલતું ખીલતું અધિદૈવિક બની જાય છે અને અધિદૈવિકનો વિકાસ થતાં આધ્યાત્મિક સ્વરૂપ જોવામાં આવે છે.

વ્યકિત વિકાસ આગળ વધતાં, માનસિક આદર્શો બંધાય છે. [ એને માનસિક ભાવનામય સમગ્રો કહીએ તો ચાલે ] એ આદર્શોમાંથી

સત્ય, સૌન્દર્ય અને કલ્યાણુ ઉદ્દ્ભવે છે. હવે, જનતાનો વિકાસ સત્ય, સૌન્દર્ય અને કલ્યાણુના પાયા ઉપર રચાશે.

ડારવિને "જુદાં જુદાં પ્રાણીઓની ઉત્પત્તિ" [ ઓરીજન ઑફ્ ધી સ્પીશીઝ ] એ નામના પોતાના મહાન પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"નદીના કોઈ ફળદ્રૂપ કિનારે આપણે બેઠા હોઇએ તો ત્યાં શું શું જોઇએ છીએ તેનું ધ્યાન કરો! જાતજાતના વૃક્ષોની ડાળીઓ અને વેલીઓમાં અનેક જાતનાં પક્ષીઓ ગાઇ રહ્યાં છે. જીવજંતુ નાસાનાસ કરે છે. ભેજવાળી જમીનમાં જાતજાતના કીડાઓ પેટ ઘસીને ચાલે છે. આટલાં બધાં પ્રાણીઓની અજાયબી વિષે વિચાર કરવો; એમના રંગ, ઘાટ, સ્વભાવ, ઇત્યાદિ પર મનન કરવું એ કેટલું બધું રસિક છે! એ બધાંના જીવનનો આધાર આપણે તપાસતાં પણુ થાકી જઇએ એટલે બધે દરજ્જે એક બીજાના પર આધાર રાખે છે. કુદરતના જે નિયમો, આપણે, આપણી આસપાસ પ્રવર્તિ રહેલા જોઇએ છીએ, તે જ નિયમોથી એ પેદા થયેલાં છે.

વિશાળ અર્થમાં લઇએ તો એ નિયમો એટલે વૃદ્ધિ અને પ્રજોત્પત્તિ : પ્રજોત્પત્તિમાં વંશપરંપરાના ગુણુ વારસામાં કેમ ઉતરે છે એ બધી વાત તો આવી જ જાય છે.

રહેણીકરણીના સંજોગો પ્રમાણે પ્રાણીઓના દેહ અને અવયવો સુદ્ધામાં ફેરફાર થાય છે. જે અવયવો વધારે વાપરવાનાં હોય તે ખીલે છે અને ઓછાં વાપરવાનાં હોય તે ઘસાય છે. વસતી બહુ વધે છે તો લડાઇઓ થાય છે અને જબરાં નબળાંને મારી નાખે છે. લડાઇ પછી શરીરે જે વધારે લાયક હોય છે તે ટકે છે અને એમનો પાછો વંશવિસ્તાર થાય છે. આમ જૂની જાતિઓમાંથી નવી જાતિઓ બને છે અને ઓછાં લાયક શરીરો નાશ પામે છે.

લડાઇઓ, દુષ્કાળ અને મૃત્યુ પછી કુદરતનો એક મહાન હેતુ

સચવાય છે અને તે, એ કે, પેહેલાંના કરતાં ચઢતી જાતિનાં પ્રાણીઓ અસ્તિત્વમાં આવે છે. જીવસૃષ્ટિમાં આ નિયમનું દર્શન ભવ્ય છે. સૃષ્ટિએ અસલ એક કે થોડાંક જ પ્રાણીઓમાં પ્રાણ મૂકયા હશે અને પછી ધીમે ધીમે પ્રાણીઓના એ પ્રાણની આંતરિક શકિતઓના પ્રભાવથી થોડામાંથી ઘણા અથવા એકમાંથી અનેક થયાં છે.

ગુરુત્વાકર્ષણની શકિતથી હજારો અને લાખો વર્ષ પર્યંત આ પૃથ્વી ફરતી ગઇ, તેમ તેમ એના ઉપરનાં પ્રાણીઓ, સાદાં રૂપોમાંથી શરૂ કરી, આગળ વધતાં વધતાં બહુ જ સુંદર અને ચમત્કારિક દેહોનો વિકાસ કરતાં ગયાં છે."

ડારવિન, અર્વાચીન યુગનો એક મહાન ઋષિ થઇ ગયો. નિસ્વાર્થપણે, પૂર્ણ નિડરતાથી એ સત્યનું અન્વેશણ કરતો હતો. અથાગ મહેનતને પરિણામે એણે પ્રાણીસૃષ્ટિમા જીવનની એકતાનું દર્શન કર્યું અને આપણને કરાવ્યું.

પરંતુ ડારવિનના સમયથી અત્યાર સુધીમાં પ્રાણી વિકાસક્રમના કેટલાક વિચારોમાં અગત્યના ફેરફારો થયા છે.

બળિયાના બે ભાગની નીતિ અને લડાઇઓ પછી લાયક પ્રજાઓ જ અસ્તિત્વમાં આવે છે એ બે માન્યતાઓ બદલાઇ ગઇ છે. પ્રાણી જીવનમાં પણ જીવનકલહ એ અપવાદ જેવું છે પણ નિયમ જેવું તો જણાતું નથી.

પ્રાણીઓનો સંસાર, મૂળમાં, કલેશ કંકાસ કે મારામારીથી ચાલતો હોય એમ નથી લાગતું; પણ મિત્ર ભાવે અરસપરસના સહકારથી અને પ્રેમભાવથી ચાલતો હોય એમ લાગે છે.

"ઇકોલોજી" એટલે દેશકાળના વાતાવરણથી પ્રાણીજીવન પર કેવી કેવી અસરો થાય છે એ સમજવાની એક નવી વિદ્યા નીકળી છે. એમાં સિદ્ધ થયું છે કે વાતાવરણની છૂપી પણ લાભદાયક અસરો થાય છે. સૂર્ય, પૃથ્વી, રાત્રિ, દિવસ; ઉપરાંત પૃથ્વીની તમામ વસ્તુઓ–

હવા, સમુદ્ર, એ બધું જીવન સાથે ગુપ્ત રીતે ભળતું રહે છે. એ બધાં જીવનમાં ઊંડા ઉતરે છે. આપણી રચનાનો એ ભાગ બની જાય છે. અને સ્થાયી સ્વભાવ, વૃત્તિઓ, વગેરે ઘડવામાં એ બધાં મદદરૂપ બને છે. કુદરતી બળોની ભેગી અસરોને પ્રતાપે, જીવનને ઉશ્કેરણી મળે છે. એથી દેહ વિકાસ પામે છે અને વૃદ્ધિ પામે છે, મહાન "સમગ્ર"ના તાલમાં અલ્પ "સમગ્ર"નો મધુર સૂર ભળે છે.

સમગ્ર અને વિકાસમાં, જનરલ સ્મટસ, આખી સૃષ્ટિને મિત્રભાવે કાર્ય કરતી સિદ્ધ કરે છે. પહેલાં જે જે લખ્યું તેમાં એ જ સાબિત કરવાનો પ્રયત્ન છે કે સૃષ્ટિ બધી પ્રેમભાવના પાયાપર રચાઇ છે. ડારવિનની જીવન કલહ અને બળિયાના બે ભાગ અને ઉત્તમોનું જ ટકવું એ બધી માન્યતાઓ સર્વાંગે અને તત્ત્વ દ્રષ્ટિએ ખરી નથી. અજીવ સૃષ્ટિનાં મૂળતત્ત્વોમાં પણ સંપ જ રગેરગમાં વ્યાપેલો છે અને બધે સહકાર છે.

જીવ અને અજીવ, વનસ્પતિ કે પ્રાણી, ગતિ કે શકિત એ બધાં સમગ્રનાં જુદાં જુદાં અવયવો જેવાં છે. જુદાં જુદાં વિભાગો લો કે મિશ્રણો લો; બળો કયાં છે એ જુઓ કે પરિણામો તપાસો; કોઇ એક બીજાનાં ઉચ્છેદક નહિ પણ સહાયક છે.

એ બધાનું મૂળ એક જ છે.

એક મહાન કુટુંબનાં એ બધાં બાળકો છે. એ બધાંની વચ્ચે એક લોહીનો સંબંધ હોય એવો સંબંધ છે. મન, એની તેજસ્વિતામાં ચમત્કારિક છે! જીવનક્રમમાં ઘણી લડાઇઓ, જીતતું જીતતું એ વિકાસ પામેલું છે. એ ખરી વાત પરંતુ લડાઈઓથી જે લાયકાત ખીલે છે તેના કરતાં ઘણી વધારે એણે મેળવી છે.

મનવાળાં—મનુષ્યે, સંગીત, સાહિત્ય અને કલા ખીલવ્યાં છે, ભકિતરસ કેળવી એણે શાંતિ પ્રાપ્ત કરી છે. આધ્યાત્મિક આદર્શો

સેવી એ મહાન બનતો જાય છે. જીવનની અથવા અસ્તિત્ત્વની શરૂઆત, એણે પરમાણુથી કરી હતી. તે જોતાં તો, એનો વિકાસ ઘણો જ મોટો છે એમાં શક નથી.

પ્રાણી સૃષ્ટિના મહારાજ્યમાં, મનુષ્યે, પોતાના જીવનમાં ઇશ્વરનું પાટનગર સ્થાપ્યું છે. સૃષ્ટિ સૌન્દર્ય, એ પણ ઇશ્વરનું બીજું પાટનગર છે. પક્ષીઓનાં ગીત, વિજ્ઞાનીઓ, માદાઓને બોલાવવા માટે ઉદ્ભવ્યાં હોય એમ ભલે કહે; એ હશે, પણ માત્ર એના કરતાં એ ગીતોમાં ઘણું વધારે તત્વ રહેલું છે. વનસ્પતિ અને પ્રાણીઓનાં રંગરૂપ એ બધું અજબ છે. એમાં પ્રજોત્પત્તિનાં તત્ત્વ મનાય છે એ વાત ખરી પણ એ કરતાં વધારે ઊંડા રહસ્યો એમાં રહેલાં છે.

વૃક્ષોની વિવિધતા, પત્ર અને પુષ્પોની શોભા અને સુગંધ, ફળના સ્વાદ એ બધું વનસ્પતિશાસ્ત્રમાં પતંગિયાં કે પક્ષીઓનાં આકર્ષણ માટે અને વનસ્પતિ રાજ્યના વંશ વિસ્તાર માટે સર્જાયાં છે એમ ભલે ગણાય; એમાં અમને વાંધો નથી પરંતુ પતંગિયાં કે પક્ષીઓ સમજી શકે એના કરતાં ઘણું વધારે સૌન્દર્ય એમાં વ્યાપેલું છે. એ બધી કુદરતમાં અને ચરાચર સૃષ્ટિમાં, સૌન્દર્ય એમ જ ઉભરાઇ રહ્યું છે. સમગ્રતાએ બધે ભરપૂરતા કરી મૂકી છે. જરૂરિયાત તો બહુ થોડી હતી પણ અહીં તો માગ્યા કરતાં ઘણુ વધારે મળ્યું છે.

માદાની જરૂરિયાત ફક્ત નરને ઓળખવા પૂરતી હતી. એની સાથે સંબંધ બાંધીને એ રહે એટલી પસંદગી કરવા પૂરતી કોઇ નિશાની હોય તો બસ હતું. પરંતુ એટલી જરૂરિયાતના બદલામાં નરને દાઢી મૂછ, પીંછાં કલગી રંગ અને ચાલની શોભાથી, મનુષ્ય લોકમાં પંખી રાજ્યમા અને પશુ વર્ગમાં અનુપમ શોભા અને દબદબાથી ભરી દીધો છે. એને બુલંદ સ્વર આપ્યો છે. ભવ્ય ચાલ આપી દીધી છે. માદાની તો દેહના ધર્મ પૂરતી એક નમ્ર માગણી

હતી. તેના પ્રમાણમાં ભવ્યતાના એક દબદબા ભર્યા દર્શનથી એને દબાવી દેવામાં આવી છે.

ઢેલ બિચારી મોરપીંછના બધા રંગો, પૂરેપુરા સમજી પણ શકતી નથી પણ કોઈ રીતના, એના સ્વભાવના કોઇ અવર્ણનીય ભાવથી પ્રેરાયલી, મોરનું સૌન્દર્ય એ ગૃહણ કરે છે અને સંતોષ પામે છે.

ગહનતા, ગહનતાને બોલાવે છે, સમગ્ર, સમગ્ર સાથે રમે છે. "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" એવું છે. ડારવિનનો વાદ સૃષ્ટિનું-રહસ્ય, પૂરેપુરૂં સમજાવવા સમર્થ નથી. પ્રકૃતિનું આખર પરિણામ જાહેર થતાં, માયાનો પડદો ઉપડતાં સમગ્ર કે પૂર્ણનો અખૂટ ભંડાર વ્યકત થાય છે! બ્રહ્મ પોતેજ કાર્ય કરતું હોય એમ ભાસે છે! વિકાસ પામતી પ્રકૃતિનો વૈભવ ક્યાં ક્યાં વિસ્તરસે એની કલ્પના કરવા પણ આપણી શકિત સમર્થ નથી ભક્તજનોના ઉદ્દગાર ખરા છે કે "હરિ દેવ જગત, જગદેવ હરિ" હરિ એજ જગત છે અને જગત એ હરિ છે.

આખું જગ જો એમાં માણસો નહોત, તો જાણે કોઇ સ્વપ્નમાં ચાલતું હોય એવું દેખાત! એમાં દૈવી નિયમિતતા હોત અને એની ગતિમાં ભવ્યતા પણ હોત! એનો વિકાસક્રમ દિન પ્રતિદિન વધારે ને વધારે વિવિધતાવાળો બનતો જાત-કોઇ જીવંત, દિવ્ય, યાંત્રિક કળાના ભવ્ય નમુના જેવું, અગમ્ય એ લાગત. એના કાર્યમાં કોઇ જાતની અથડાઅથડી કે કુસંપ જેવું હોત નહિ. બધે સંવાદિપણું અને માધુર્ય પણ રહેલું હોય. બધું આજ છે તેમ જ હોત પણ આવો દૈવી ઠાઠ ભાન વગરનો, નિશ્ચેતન લાગત. એમાં આત્મા કે આત્માઓ હોત નહિ. ભાવભર્યા હર્ષના ઊછાળા, તીવ્ર શૌક, કરુણરસ, સુખ, દુઃખનાં દ્વંદ્વ, કશું એની સ્મશાનવત્ શાંતિમાં ભંગ કરનાર નહોત. તડકાનાં તેજ કે છાયાના ઘેરા રંગે, જ્ઞાન કે અજ્ઞાન કંઇજ

જોવામાં ન આવત. સત્ય, સૌન્દર્ય અને કલ્યાણ હોત ખરાં પણ એમને કોઈ જાણનાર જોનાર કે ચહાનાર ન હોત.

સત્ય, સૌન્દર્ય અને કલ્યાણ, દૂરના તારાઓ જેવાં ઠંડાં, ભાવ વગરનાં અને સ્થિર હોત. એ હાલમાં જેમ મનુષ્યોને ધ્રુજાવી નાખે છે અને પ્રેરણાઓ આપે છે અને આદર્શો ઘડાવે છે એમાંનું કંઈ બનવા પામત નહીં. પ્રેમ, વીરતા કે સતીત્વની અમર કથાઓ જગતમાં બનત નહિ. પ્રેમ હોત ખરો, પણ મૃત્યુલોકનાં માનવીએ જે શૃંગારરસ અને ભક્તિરસ અને અમરત્વ એમાંથી ઉપજાવ્યાં છે તે રૂપે તો એ ન જ ઓળખાતો હોત.

મનુષ્ય બુદ્ધિ ખીલ્યા પછી જ સંસારનું ધાંધલ ને કુદરતી નિર્ધાર સામે બંડ શરૂ થયાં છે. જ્ઞાનની જીજ્ઞાસા વૃત્તિએ, ઇડનના શાન્ત, સ્વપ્નાવસ્થા જેવા બગીચામાં પેસીને, પાપ અને શોક વ્હોર્યાં છે. સ્વતંત્રતા અને જ્ઞાન મેળવવા માટે, પાપ, તાપ અને પરિતાપ વ્હોરીને પણ અનુભવ મેળવવો અને બુદ્ધિ બળ ખીલવવું એ મનુષ્યોએ યોગ્ય ગણ્યું છે.

શ્રદ્ધા, પ્રેમ, જ્ઞાન અને પુરુષાર્થ કેળવી કુદરતી બળો ઉપર મનુષ્ય, પોતાના બુદ્ધિબળથી વિજય મેળવે છે, પ્રકૃતિનાં બંધન અને વિરોધને તોડી એ સ્વતંત્રતા અને મુક્તિ મેળવે છે.

મન, જ્યાં સુધી ખીલ્યું ન હતું ત્યાં સુધી જગતમાં બધે એક જાતનું મધુર સંગીત તો ચાલ્યા કરતું હતું પણ એમાં હસવાના કે રડવાના—હાસ્ય રસ કે કરુણ રસના—નવા સૂરો તો ખીલેલાં મન અને બુદ્ધિવાળાં મનુષ્યોએ જ મેળવ્યા છે. માનુષીભાવોની એક સા, રી, ગ, મ, કુદરતના સંગીતમાં ભળી છે; એ ભળવાથી બધી કુદરત બદલાઈ ગઈ અને સાધનસંપન્ન થઈ છે.

મનુષ્ય પોતાનું ભાગ્ય પોતાને હાથે ઘડે છે. આદર્શો માટે, પોતાની ઇચ્છાથી એ દુ:ખ વેઠે છે. જ્ઞાનની મોહિનીએ એને ગાંડો કરી મૂક્યો છે. સત્તા અને સ્વરાજ્ય મેળવવા એ અથાગ પરિશ્રમ વેઠે છે. નવાં નવાં બળ પ્રાપ્ત કરવાં, નવા નવા પ્રદેશો જીતવા એ એનો પુરુષાર્થ છે! વનસ્પતિ અને પ્રાણી સૃષ્ટિના જૂના ચીલા એ તોડી નાખે છે અને નવા ચીલા પાડે છે. બંધનમાં પડેલો પોતાનો આત્મા જાણે મનુષ્ય જીવનમાં, માનવી છૂટો કરવા માગે છે.

મન, જે જડ ગણાતી પ્રકૃતિમાંથી જ ધીમે ધીમે આગળ આવ્યું છે એણે એ લાંબી વિકાસક્રમની ક્રિયામાં નવો જ રંગ ઉમેર્યો છે. નવી જ છાયા અને નવાં તેજ, મનના વ્યક્ત થવાથી કુદરતમાં દાખલ થયાં છે.

પ્રકૃતિદેહના બંધારણમાં જે જ્ઞાન અવ્યક્ત હતું તે મન ખીલવાથી વ્યક્ત થયું છે. મન સિવાય પ્રકૃતિ, એ ગમે એવી અતર્ક્ય અને અગમ્ય હોત, તો પણ બહુ જ મંદ લાગત. પ્રકૃતિની કેટલીએ ભ્રમમૂલક ક્રિયાઓ, મનના આવવાથી તાલમય બની ગઈ છે.

પ્રગતિના કેટલાયે માર્ગો ઊંચા, પહાડ જેવા સીધા લાગતા હતા. હજારો આડખીલીઓ, વિકાસક્રમમાં વચ્ચોવચ પડી હતી. મન ખીલવાથી બુદ્ધિ–વિકાસથી–મનુષ્યોએ, એવી શક્તિ મેળવી કે જેથી પ્રગતિનાં ઘણાં વિઘ્નો દૂર થયાં છે. સંજોગો પર મનુષ્યોએ કાબૂ મેળવ્યો છે. જ્ઞાનરૂપી પ્રકાશથી, દિનપ્રતિદિન એ વધારેને વધારે અંધકાર કાપતો જાય છે!

દિક્ અને કાળનું અંતર મનુષ્યોએ કાપી નાખ્યું છે. અગ્નિ, વિદ્યુત, પાણી, હવા અને આકાશ એણે વશ કર્યાં છે.

પ્રકૃતિના વૈભવનો વારસો જીવને મળ્યો હતો અને જીવનો

વારસો મનને મળ્યો છે. મનને, પ્રકૃતિ અને જીવ, બન્નેની સત્તા ઉપર કાબૂ મેળવવાનો અધિકાર મળ્યો હતો, તે એણે સાર્થક કર્યો છે. સ્વરાજ્ય મેળવી, મન, જ્ઞાનવાન પણ થઈ શકે છે. જ્ઞાન ઈચ્છા શક્તિનું સાધન બને છે; અને ઈચ્છા શક્તિ જો સારી રીતે કેળવવામાં આવે અને વિવેકને આધીન કરી શકાય તો મનુષ્ય વ્યક્તિ, જન-કલ્યાણને માટે અમર્યાદિત શક્તિ પ્રાપ્ત કરે છે!

આત્મનિર્ણયનો હક્ક મળ્યા પછી મનુષ્ય આત્મવિકાસને માટે યથાયોગ્ય સંજોગો ઉત્પન્ન કરી શકે છે. સંસાર, લગ્નજીવન, કેળવણી, નીતિ, વેપાર વ્યવહારનાં સાધનો અને રાજ્ય વ્યવસ્થા એણે બનાવ્યાં છે. ભાષા, સંગીત, સાહિત્ય, કલા અને ધર્મની સૃષ્ટિ ઘડનાર એ છે.

સમગ્ર એને [ મનુષ્યોને ] જડ પ્રકૃતિ, વનસ્પતિ, અને પ્રાણી સૃષ્ટિમાંથી દોરતું દોરતું આટલે સુધી [ માનવીની કક્ષા સુધી ] લાવ્યું છે. પ્રાણી સૃષ્ટિ સુધી એના પગ લથડતા હતા અને સંજોગોના ધક્કા ખાવા પડતા. સામી ક્રિયાઓ કરવી પડતી. ચમત્કારિક સાહસ કર્મો ખેડતું ખેડતું, તરેહ તરેહની જહેમતો ઉઠાવતું, પડતું, લથડતું, પોતાની મેળે દોડવાની શક્તિ મેળવતું, એ જ ચેતન, મનુષ્ય-જીવનની અંદર આટલી બધી શક્તિ મેળવી ચૂક્યું છે!

મહાન જર્મન તત્વજ્ઞાની કાન્ટ, જેને ખરી મહત્ત્વની ચીજો ગણે છે તેવી સત્ય, નીતિ, સૌન્દર્ય, પ્રેમ અને આનન્દની ઉત્તરોત્તર ઉચ્ચ મહત્ત્વાકાંક્ષાઓ પ્રાપ્ત કરવા મનુષ્ય સમર્થ બન્યો છે.

આમ, જોવામાં આવશે કે મનુષ્ય દેહ એ પણ વિરલ વસ્તુ છે. શરીરને " ગંદુ અધમ, વિકારી " વગેરે હલકાં નામો આપી આપણા કોઈ કોઈ વિચારકોએ એને ઉતારી પાડવાના પ્રયત્ન કર્યા છે તે ખોટા છે. ખોટી વિરાગવૃત્તિએ આપણને " અતો ભ્રષ્ટ તતો

ભ્રષ્ટ" કર્યા છે. જીવનને નિરુત્સાહી અને ઉદાસી બનાવી દેનાર, કેટલાએ ધાર્મિક ગણાતા વિચારોનો આપણે ત્યાગ કરવો જોઈએ. વિજ્ઞાનશાસ્ત્રે મનુષ્ય દેહની ભવ્ય રચનાનો આપણને સ્પષ્ટ ખ્યાલ આપ્યો છે. કવિવર ટેનીસને કહ્યું છે કે "જો કોઈ માણસ માત્ર આંખની રચના જુવે તો નાસ્તિક મટી, એ આસ્તિક થઈ જશે." હવે માત્ર આંખ જોવાથી આટલો બધો હૃદય પલટો થાય એમ છે તો આખા શરીરની રચના સમજવાથી શું ન થાય એનો વિચાર કરો. હૃદય, ફેફસાં, પાચન ક્રિયા, મજ્જાતંત્ર, ઈત્યાદિ ખાતાંના ચમત્કારિક કામો વિચારો અને પછી મનનો વેગ અને અંતરના ભાવો પર જરા મનન કરો!

અંતર્યામી [ભગવાન]ને રહેવા માટે મનુષ્ય દેહ, એ તો જીવતું સુંદર મંદિર છે એમ જ તમને લાગશે.

વ્યક્તિઓમાં સમષ્ટિનું દર્શન થાય છે. પિંડમાં જે જે કંઈ છે તે બધું બ્રહ્માંડમાં છે. તેથી મનુષ્ય વ્યક્તિઓનો આપણે ઊંડા ઉતરીને અભ્યાસ કરવો જોઈએ. આત્માની મહત્તા સમજવા માટે આપણે મોટાં માણસોના જીવનની વિગતવાર હકીકતો એકઠી કરી શકીએ તો આત્મા કેવો ભવ્ય, અને સર્વ શક્તિમાન છે તેનું આપણને ભાન થશે.

વિજ્ઞાનનું વલણ કુદરતને સ્વચ્છ, આરોગ્યવર્ધક, સુંદર, અને આદરમાનને યોગ્ય ગણવા તરફ છે. ગ્રીક કવિઓએ, અને કલાકારોએ મનુષ્ય દેહ કેવો ઘાટીલો, નિરોગી અને સુંદર થઈ શકે છે તે બતાવ્યું છે. દેહને આત્માથી છૂટો પાડી શકાય એમ નથી. અને આત્મજ્ઞાન પણ મનુષ્ય જીવનમાંથી જેવું મળી શકે એવું બીજી કોઈ રીતે મળી શકે એમ નથી.

મનુષ્ય જીવનને પ્રભુના પ્રસાદ રૂપે જોવું, આત્માનુભવ કરીને

એને ઝગઝગાટ કરી મૂકવું; જ્ઞાન, ચારિત્ર્ય અને સેવાથી એની પ્રતિષ્ઠા વધારી મૂકવી એ આપણો પરમ અધિકાર છે.

આધ્યાત્મિક જીવન જ્યારે દેહને દીપાવે છે અને દેહ પોતાનાં કર્ત્તવ્ય કર્મમાં નિયુક્ત રહી આત્માને પુષ્ટ અને પ્રસન્ન કરે છે ત્યારે સર્વ અશુભોનો નાશ થાય છે. નવાં નવાં સર્જન કરતું સમગ્ર–બ્રહ્મ જ ત્યાં વિલસી રહેતું જોવામાં આવે છે. ઉચ્ચ આનંદનો અનુભવ થાય છે. જીવનની ક્ષુદ્રતાઓ આપોઆપ ખરી પડે છે અને—

" દગ, રસભર મોરે દિલછાઈ રહી. "

એવા ઉદ્ગારો કવિ હૃદયોથી આપો આપ થઈ જાય છે.

જે મૂળતત્ત્વોના દેહ બન્યા છે, તે મૂળતત્ત્વો, જીવને આધીન છે; જીવ, મનને આધીન છે: જીવ અને મન બન્ને આપણને વારસામાં તો મળ્યાં છે ખરાં પણ એમને વાળીએ એમ વળે એવો એમનો ગુણ છે. મનુષ્યોને એટલી સત્તા મળી છે કે દેહ અને મન પાસે એ ધાર્યાં કામ લઈ શકે છે,

આંતરિક આદેશ જેમણે ઝીલ્યા છે એવી વ્યક્તિઓ, પોત-પોતાના ખાસ ગુણો જુદી જુદી તરેહના ખીલવી શકે છે. એક મનુષ્યની બીજા મનુષ્ય સાથે આપણે બધી રીતે સરખામણી કરી જ નથી શકતા. વ્યક્તિ વ્યક્તિથી અજાયબી ઉત્પન્ન કરે એવી જુદી છે! ફુલોમાં જેમ જુદા જુદા રંગ ને જુદી જુદી સુવાસ છે તેમ ઉચ્ચ જીવન જેમણે પ્રાપ્ત કર્યાં છે તેવાં મનુષ્યોનાં જીવનમાં પણ સૌન્દર્યની ભિન્ન ભિન્નતા અને ગુણોની નાના પ્રકારની વિશેષતાઓ, જુદી જુદી જોવામાં આવે છે! બાપ કરતાં બેટા સવાયા નીકળે છે અને ગુરુ કરતાં ચેલા ચડી જાય છે.

કવિઓ, કલાકારો, સંતો, મહંતો અને કર્મવીરોનાં જીવનમાંથી આપણે આત્માના વૈભવ જોઇ શકીએ છીએ. પ્રભુની પ્રભુતાની આપણને, ત્યાં ઝાંખી મળે છે. પરંતુ મનુષ્ય જીવન હજી ખીલે છે. કંઇક નિયમિત પ્રયત્ન ચાલુ થયા છે. યુગે યુગે સહસ્રદળ કમળની થોડીક પાંખડીઓ ઉઘડતી આપણે જોઇએ છીએ.

હજી ધર્મો અને સંપ્રદાયોના વાડા, પૂરેપૂરા તૂટયા નથી. હજી માનસશાસ્ત્રીઓ હાલની માનવસમાજથી ગૂંચવાયા કરે છે, હજી તત્ત્વ જ્ઞાનીઓ, મતમતાંતરના કોઠાઓમાંથી સીધો રાજમાર્ગ કહાડી શકયા નથી, પરંતુ આધ્યાત્મિક જીવન વિકાસને માર્ગે વળેલું છે એમાં શક નથી, ઉચ્ચ જીવનની લાલસાવાળા જીવો, પોતપોતાનાં આધ્યાત્મિક જીવન, અનેક ધર્મો અને તત્ત્વજ્ઞાનમાંથી સાર લઇને ઘડી રહ્યા છે. મહાન જર્મન સંગીત શાસ્ત્રી મોઝાર્ટે પોતાના એક ગીતમાં એવા પુણ્ય માર્ગે જનાર પ્રવાસીઓને માટે પ્રાર્થના કરી છે કે:—

'અંતર પ્રેરિત માર્ગે જનાર, યાત્રાળુઓને, મારા, આ સૂરો સહાય આપો."

જડ, વનસ્પતિ કે પ્રાણી દેહમાં આવું કદી બન્યું નથી. મનુષ્યોમાં પણ હજી ઘણી જડતા, ઘણો અન્યાય અને ઘણા ભેદભાવ રહેલા છે, મનુષ્યોમાં રહેલા આત્મા જાણે હજી નાદાન ન હોય ? જુવાનીનો ઉન્માદ જઈ હજી એમનામાં જાણે ઠરેલપણું આવ્યું નથી. કેળવણીનો ખરો વખત એમને હજી હમણાં જ મળવા માંડયો છે. અપૂર્ણતા હજી ઘણી છે પણ એ અપૂર્ણતાઓ જોઇને એમણે ગભરાવાનું કારણ નથી. મનુષ્યની અંદર રમતા આત્મારામ હજી નાના છે.

પરંતુ જૂની રૂઢિઓ અને ઇન્દ્રિયોનાં દબાણુ એ બધાં ઉપર આ નાના આત્મારામ જરૂર વિજય મેળવશે અને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરશે. સહાયકારી, કલ્યાણકારક પ્રવૃત્તિનો યુગ શરૂ થઇ ચૂક્યો છે. નવાં નવાં સર્જન થવાનાં છે. આજે આપણુને સ્વપ્ને પણુ ખ્યાલ નથી એવી મહત્ત્વની હજારો જાતની મૂલ્યવાન સામગ્રી તૈયાર થઇ રહી છે.

માનવ શાસ્ત્ર, મનોવ્યાપારના સામાન્ય નિયમોનું નિરીક્ષણુ કરે છે; પણુ અસાધારણુ વ્યક્તિઓ, પોતાનો વિકાસ કેટલી હદ સુધી કરી શકે તેનું વર્ણન એમાં નથી. માણુસનો સરાસરી સરવાળે વિકાસ કેવો થાય છે તે એ તપાસે છે પણુ કોઇ ખરો મનુષ્ય બુદ્ધિવિકાસની પરાકાષ્ઠાએ કેટલો ખીલી શકે છે તેની વિગતોનાં દૃષ્ટાંતો, એ શાસ્ત્રમાંથી નથી મળતાં.

જેમ આપણે લૂગડાં લટકાવવા માટે કોઇ ખીંટીનો ઉપયોગ કરીએ છીએ તે જ પ્રમાણે માનસશાસ્ત્રીઓ અને તત્ત્વજ્ઞો એ, મનુષ્ય વ્યક્તિનો ઉપયોગ જગતરૂપી વસ્ત્રોને લટકાવવા માટે કર્યો છે. મનુષ્યોનું માત્ર જગતની એક વસ્તુ તરીકે દૃષ્ટાંત લેવાય છે. જીવની લાંબી મુસાફરીના માર્ગમાં મનુષ્ય, એ જાણે માર્ગ સૂચવનાર એક પાટિયું હોય એટલો જ એનો ઉપયોગ કરવામાં આવ્યો છે, પણુ મનુષ્ય એ કેવી વ્યક્તિ છે, એની અંદર શું ભર્યું છે. એની અસાધારણુતા શેમાં રહેલી છે, એ વિષયમાં માનસશાસ્ત્રીઓએ કંઇ ઝાઝો ઊંડો રસ લીધો હોય એમ જણુાતું નથી, પરંતુ આમાં તો એ વિદ્વાનો અને તત્ત્વજ્ઞાનીઓ ભીંત ભૂલ્યા લાગે છે. જગતના એક ભાગ તરીકે માણુસને ગણુવામાં માત્ર એક નામનું જ મહત્ત્વ અપાય છે. મનુષ્યની ખરી મહત્તા સમજવી રહી ગઇ છે.

પ્રો. જેમ્સ વૉર્ડનો " માનસશાસ્ત્રના સિદ્ધાંત " [ Psycolo-

gical Principles ] એ, ઇંગ્રેજી ભાષામાં શિષ્ટ ગ્રંથ ગણાય છે. એ પ્રમાણભૂત પુસ્તક છે. એમાં અઢાર પ્રકરણો છે. એમાંનાં પહેલાં ચાર પ્રકરણો મનોવ્યાપારના વર્ણન અને પ્રથક્કરણમાં ગયાં છે. પછીનાં બાર પ્રકરણો મુખ્ય ભાગ રોકે છે એમાં મનની ક્રિયાઓના વિભાગ આવે છે, સમજ, ભાન, તર્ક, સ્મરણ, લાગણી, ભાવ અને ક્રિયા; પછી બુદ્ધિ, ન્યાયના સમન્વય, પ્રેરણા, શ્રદ્ધા અને ચારિત્ર્ય ઇત્યાદિ વિષયો સમજાવાયા છે. માત્ર બે છેલ્લાં પ્રકરણો વ્યક્તિ વિષે છે. એમાં ચારિત્ર્ય તત્ત્વનો કંઇક ખ્યાલ આપવામાં આવ્યો છે અને વ્યક્તિની વિષેશતા સમજાવાનો પ્રયત્ન થયો છે: હવે શુદ્ધ માનસ-શાસ્ત્રની દૃષ્ટિએ આ બધું બરાબર છે પરંતુ ચેતન તત્ત્વનો મનુષ્ય જીવનમાં જે વિકાસ થયો છે તેનો પ્રભાવ આપણે જોવો જોઇએ. "મનુષ્ય" એજ જુદો વિષય ગણીને–મનુષ્યત્ત્વ વ્યક્તિત્વ પુરુષાર્થ [Personality] એ સમજવાનો પૂરેપુરો પ્રયત્ન થવાની જરૂર છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સરહદો જ્યાં મળે છે તે પ્રદેશનો આ વિષય છે.

જ્ઞાન અને કર્મ મનુષ્યમાં મળે છે; તર્ક અને સિધ્ધાંતો એક તરફ છે અને એ તર્ક અને સિદ્ધાંતોને મનુષ્ય તો, જીવનમાં ઉતારતો જણાય છે.

પ્રો. વૉર્ડ, ખાસ મનુષ્યોનાં ચારિત્ર્યનો અભ્યાસ, માનસશાસ્ત્રની એક શાખા બને એમ સૂચવે છે ખરા પરંતુ આ character-ology એટલે "ચારિત્ર્ય વિદ્યા" એટલાથી જ જનરલ સ્મટસને સંતોષ થતો નથી. ચારિત્ર્યમાં વ્યક્તિત્વ પૂરેપુરું નથી આવી જતુ એમ એમનું માનવું છે, વ્યકિતત્ત્વમાં, આંતરિક સત્, ખરું અંતર, બાહ્ય સંસારની અસરોથી પ્રેરાયલું જોવામાં આવે છે.

જનરલ સ્મટસ, માનસશાસ્ત્રની શાખા જેવો વ્યકિત મીમાંસાનો

વિષય ગૌણ રહે એ જોવા ઇચ્છતા નથી. વ્યકિત મીમાંસામાં " Personality " ને વ્યકિત વિષેયને એ સ્વતંત્ર વિષય બનાવવા માગે છે અને ઇંગ્રેજીમાં એ વિષેયને " Personology "ના નામથી ઓળખવા આગ્રહ કરે છે.

રૅામન કાયદામાં વ્યકિતને શહેરી તરીકે મહત્ત્વ મળતું. સમાજના એક અંગ તરીકે કે શહેરી તરીકે એના હક્ક અને ફરજો પૂરતો એની મહત્તાનો રોમમાં ખ્યાલ હતો. એને માથે નૈતિક ફરજો અને જવાબદારીઓ રહેલી છે એમ તો ત્યાં સમજવામાં આવ્યું હતું.

ખ્રિસ્તી ધર્મે મનુષ્ય વ્યકિતને પવિત્ર ગણી છે. એના આત્માની મહત્તા અને અગત્યનો સ્વીકાર એ ધર્મમાં બરાબર થયો છે. આ વિચારોની અસર પશ્ચિમમાં નીતિ અને ધર્મ વિચારમાં બહુ સારી થઇ છે. પ્રભુનાં બાળક તરીકે, મનુષ્યનો સ્વીકાર થવાથી રૅામન કાયદામાં જે મહત્તા હતી, તેમાં, ખ્રિસ્તી ધર્મે આપેલી નૈતિક પવિત્રતા ઉમેરાઇ છે. પશ્ચિમના તત્ત્વજ્ઞાને આ બાબતો ધ્યાનમાં લીધી છે અને ત્યાંના બુદ્ધિવાદી તત્વજ્ઞો મનુષ્યોને કંઇક અંશે તો મહાન ગણે છે.

વ્યકિત મીમાંસામાં જનરલ સ્ટમસનું એમ કહેવું છે કે જગતના સંબંધમાં વ્યક્તિનું સગપણ આપણે જરૂર તારવવું; કાયદા પ્રમાણે અને ધર્મ વિચાર પ્રમાણે એને પૂરેપુરું મહત્ત્વ આપવુંઃ પરંતુ સૃષ્ટિ વિકાસમાં મનુષ્ય રૂપી શિખર સૌથી ઊંચુ છે એ વાત બરાબર સ્પષ્ટ કરવી. જગત રૂપી માળાનો મનુષ્ય તો મેરુ છે. શક્તિ દેવીના માથાનો મુગટ છે. બધા અનુભવો, બધી પ્રેરણાઓ, ન્યાયબુદ્ધિ, ક્રિયાઓ–કર્મ–શ્રદ્ધા, અને બીજા મનોવ્યાપાર એ બધું વ્યક્તિમાંથી ઉત્પન્ન થાય છે. આ પેદાશોને બાંધી રાખનાર દેહની અંદરનું કોઇ રસાયણ નથી પણ વ્યક્તિ પોતે જ એને બાંધી રાખે છે. વ્યક્તિ એ સમગ્રની ક્રિયા છે અને સમગ્ર અથવા પૂર્ણના આધાર સિવાય

એને સમજવી મુશ્કેલ છે. શરીર અને મનની ક્રિયાઓ, મનુષ્ય દેહમાં ઓતપ્રોત છે, એ બન્નેને તેમ છતાં પૂરેપુરી સમજીએ તોપણ મનુષ્યની મહત્તા પૂરેપુરી સમજી શકાતી નથી. દેહ અને મન કરતાં પણ એ મહત્તા વિશેષ છે. ઇન્દ્રિયો મારફતે બાહ્ય જગતનું, મનદ્વારા આપણને જ્ઞાન થાય છે એ ખરું પણ અંતઃકરણની પ્રેરણા એ ત્રીજી જ વસ્તુ છે. સમગ્રના [ બ્રહ્મના ? ] આખા અનુભવમાંથી ઉદ્ભવતી વાણી જેવી એ અંતઃકરણની પ્રેરણા હોય છે. અંતર પ્રેરણા એ બાહ્ય અનુભવો, ઉશ્કેરણીઓ, ન્યાય, વિવેક, કર્મના સંસ્કારો અને શ્રદ્ધા એ બધાંનો એકત્રિત સરવાળો છે. વ્યક્તિ મીમાંસામાં, અમુક પ્રસિદ્ધ પુરુષોએ, પોતપોતાના આંતરિક વિકાસ સાધવામાં કેવી કેવી તકલીફો વેઠી એની હકીકતો અભ્યાસ માટે રજૂ થવી જોઈએ, વ્યકિત વ્યકિત વચ્ચેના ફેરફાર અને વિવિધતાની મઝા, આવાં જીવન ચરિત્રો પરથી સમજાશે, આમાં ઝાઝું સમાનતાનું તત્વ આપણે નથી જોઈતું. એકેએક વ્યકિતના જીવનનું સમગ્ર દર્શન આપણે આ રીતે કરી શકીશું. એમાં માનસશાસ્ત્રીઓ, વાળ જેવી ઝીણી પ્રથક્કરણની ક્રિયાઓ લઈ બેસે છે તે આપણે નહિ લઇએ. પરંતુ ઉત્તમ કલાકારો, શેકસપિયર જેવા મનુષ્ય સ્વભાવના ઊંડા અભ્યાસીઓ અને નવલકથાકારો જેવાં ચારિત્ર્યનિરુપણ કરે છે એવાં પણ સાચેસાચાં જીવનો, અભ્યાસ માટે રજૂ થવાં જોઇશે. વ્યકિતઓના સમગ્ર વિકાસનાં આવાં રસમય અવલોકનો, આપણા પોતાના વિકાસ માટે ઘણી સામગ્રીપૂરી પાડી શકશે.

આધ્યાત્મિક વિકાસના નિયમો એમાંથી મળશે. જીવનચરિત્રો શાસ્ત્રીય થશે અને મનુષ્યસ્વભાવ વધારે લાગણીપૂર્વક આપણે સમજી શકીશું. નીતિશાસ્ત્ર વધારે સમજપૂર્વક ઘડાશે. ધર્મ વિચાર છેક સ્વર્ગમાંથી પૃથ્વીપર લવાશે અને હાલની આપણી ઘણી અજ્ઞાનતા અને ઘોટાળા, અધ્યાત્મિક વિષયપરત્વે ચાલે છે તે દૂર થશે.

વ્યક્તિ મીમાંસા માટે જીવનચરિત્રો સંભાળપૂર્વક પસંદ કરવાં જોઈએ. જેમના જીવનમાં આંતરિક વિકાસ જેવું કે આધ્યાત્મિક આદર્શો જેવું કંઈ હોય જ નહિ તે આપણને કામના નથી. વળી ઘણા સુપ્રસિદ્ધ પુરુષો જુવાની પહેલાં જ ખીલી રહ્યા હોય છે અને પછી આગળ વધતા નથી. કારલાઈલ એવો હતો. એનું પહેલું જ મહાન પુસ્તક "સારટર રી સારટસ" એના આત્માનું સંપૂર્ણ દર્શન કરાવે છે. પણ ત્યારપછી એનું આંતરિક જીવન વધારે ખીલ્યું લાગતું નથી. અકાળે આવી પકવ દશા થાય અને પાછળથી વિશેષ ખીલવણી થતી અટકી જાય એવાં દૃષ્ટાંતો તો કારલાઈલ સિવાય બીજાં પણ ઘણાં છે.

ઘણા લેખકોના જીવનમાં પણ આવી કરુણદશા ઉદ્ભવે છે. નાનપણમાં એકાદ ઉત્તમ પુસ્તક એ લખે છે અને પછીનાં પુસ્તકો ધીમે ધીમે ગુણમાં ઉતરતાં જાય છે. મૂળની પ્રતિભા ઘસાતી જાય છે અને એમનું "નવું" પણ આપણને તો જાણે જૂનુ ને જૂનુ લાગે છે.

ઉપરનાં દૃષ્ટાંતો થીજી ગયેલાં જીવનનાં છે. એમના આંતરિક વિકાસ અટકી પડવાથી ઋતુ ઋતુએ નવપલ્લવિત શોભા, એમનાં જીવનમાં આવતી નથી. આત્માનું અનંત યૌવન એ ખોઈ બેઠા છે! વ્યકિત મીમાંસા માટે આવાં જીવન આપણને કામ નથી આવવાનાં. મનુષ્ય, વ્યક્તિ, બાળ, યુવા અને વૃદ્ધાવસ્થામાં પણ વીર્યવાન રહેવી જોઈએ. સુખદુઃખમાં, એનો આત્મા સ્થિતિસ્થાપક, આરોગ્યવાન, ઉલ્લાસથી ભરપૂર અને "ક્ષણે ક્ષણે નવાં રૂપ લે છે." એવાં સૌન્દર્ય જેવો, હોવો જોઈએ, વિશાળતામાં અને ગહનતામાં એ આગળને આગળ વધ્યાં જ કરે ત્યારે ખરું.

ઘણા જાહેર પુરુષો, રાજદ્વારીઓ, વેપારી, શાહ સોદાગરો. મિલ માલેકો, અને મુત્સદ્દીઓ, બહુ જ વ્યવહાર કુશળ હોય છે. એ જીવન-

માં ફ્તેહ પામ્યા હોય છે પરંતુ ઉચ્ચ આદર્શોની એમને ખબર જ હોતી નથી. એમનાં ધાર્મિક જીવન સુકાયેલાં અને અલ્પ હોય છે એમના આત્મા, સંસારની ધમાલ અને લક્ષ્મીની પૂંજામાં દબાયલા ને દબાયેલા રહી ગયા હોય છે ! એ લાયક, હોંશિયાર, ડાહ્યા અને તેજસ્વી અક્કલવાળા પણ હોય પરંતુ વ્યકિત મીમાંસા શાસ્ત્રમાં એમનાં દૃષ્ટાંત કામનાં નથી. એમાં તો માણુસ પોતે નરનો નારાયણ બની શકે એટલી શકિત ધરાવે છે એવું જે આપણે દાખલા દલીલોથી સિદ્ધ કરવું છે તેને યોગ્ય પાત્રો જોઇએ.

લોકોની આગેવાની કરી શકે એવા નાયકો થનાર, અર્થશાસ્ત્રી, વિજ્ઞાનવેત્તા, પંડિતોએ પોતપોતાના ક્ષેત્રમાં મોટા ભલે રહ્યા પણ એમનામાં જો અંતર્યામિની પિછાન જ ન હોય અને શ્રેય માર્ગની સાધના ન હોય તો એમનાં દૃષ્ટાંતો કામના નથી. ધન વૈભવ, સત્તા એ કશું વ્યક્તિ મીમાંસામાં ઉપયોગી નથી. ત્યાં તો સ્થિતપ્રજ્ઞતા, અને આંતરિકવિકાસની ઉત્તરોત્તર આગળ વધતી ક્રિયા જોવાની છે. એ ગતિ કેટલી ધીમી કે ઝડપી છે અને કયાં સુધી પહોંચી છે એની નોંધ જરૂરની છે.

જે બિચારા સંસારરૂપી ચક્કીમાં દબાઇ રહ્યા છે—જેમને દુનિયા વળગી છે એ, આ શાસ્ત્રમાં માર્ગદર્શક થઇ શકે એમ નથી.

આખી પૃથ્વીનું રાજ્ય મળે પણ આત્મા જો ગુમાવવાનો હોય તો શું કમાયા ? એ સત્ય જે પૂરેપુરું સમજી જીવનમાં ઉતારતા હોય તે આપણે જોઇએ.

જેમના જીવનમાં, અંતર યુદ્ધોના ઇતિહાસ ભર્યા હોય; દેહ ઉપર આત્માનો વિજય હોય; અને જીવનભર આધ્યાત્મિક બળો વધારેલાં હોય એમનાં દૃષ્ટાંતો વ્યકિત મીમાંસામાં કામનાં છે.

એમની નિત્ય નોંધો, સ્મરણો, પશ્ચાત્તાપ, એ બધું અમારે કામનું છે. પોતાના દોષો કબૂલ કરવામાં જેમણે શરમને, ન ગણી હોય, અને સત્યથી અને પ્રમાણિકપણે, પોતાના આંતરિકજીવનના ઇતિહાસ જેમણે નોંધી રાખ્યા હોય, તે અમને એકઠા કરી આપો.

કવિઓ, ચિત્રકારો, શિલ્પીઓ, સંગીતશાસ્ત્રીઓ, લેખકો, વિચારકો, સમાજ સેવકો, સુધારકો, મહાત્માઓ, એ બધાના વિગતવાર જીવન ચરિત્રો અમારે જોઇએ છીએ. ઘણા મહાન પુરુષો, ઉપર કહી એવી નોંધો રાખવાની દરકાર નથી કરતા, એ દુઃખદાયક છે. પરંતુ જ્યાં જ્યાંથી મળી શકે, ત્યાંથી મહાન સજ્જનોનાં જીવનકાર્યોમાંથી, એમના ખાનગી પત્રોમાંથી, મિત્રો સાથેના પ્રસંગો પરથી, પરિચયમાં આવેલા સામાન્ય માણસોના અભિપ્રાયોમાંથી એમ જ્યાં જ્યાંથી મળે ત્યાંથી, આપણે વ્યક્તિ મીમાંસાનું શાસ્ત્ર રચવા માટે નમૂના એકઠા કરી ગોઠવી રાખો.

કવિ મિલ્ટન, " મહાન લેખકનું અમર સ્મરણ તો એનાં ગ્રંથોમાં ભર્યું છે. " એમ જે કહે છે, તે ખરું છે. કારણ એવા લેખકોનાં પુસ્તકોમાંથીએ, એમના જીવનના અમૂલ્ય ભાગના તત્ત્વ કે અર્ક કહાડેલા આપણે જોઇએ છીએ. આવા ગ્રંથો પણ વ્યકિત મીમાંસામાં ઉપયોગી છે.

આ મીમાંસા, જ્યારે તૈયાર થઇ બહાર પડશે ત્યારે વ્યક્તિ વ્યક્તિમાં કેવી વિશેષતાઓ ભરી છે તે જાણુવામાં આવશે; મનુષ્ય આત્માઓની પ્રભુતાનાં દર્શન થશે; એક સ્થિતિ પરથી બીજી ઉચ્ચસ્થિતિએ ચડતા, આત્માઓના ચડાવનો આખોએ માર્ગ આપણી નજર સમક્ષ ખડો થયેલો, પછી આપણે જોઇ શકીશું.

તેજોદ્વેષ પછી આપણે નહિ કરીએ. આધ્યાત્મિક વિદ્યાની ગૂઢતા દૂર થશે. એક આત્મા બીજાની મૈત્રી ઇચ્છશે. અને એક બીજાની

સહાય લેતો લેતો વિદ્વાન પછી અરસ્પરસ, સામાસામી પૂજા કરતો થઇ જશે. જેમ વિષ્ણુ, મહાદેવને અને મહાદેવ વિષ્ણુને પૂજતા હતા તેમ—

ધર્મનાં અન્વેષણમાં, આપણાં હૃદય અને બુદ્ધિએ, બહુ ત્રાસ વેઠયા છે. [ શ્રવણ, મનન, નિદિધ્યાસન; શ્રદ્ધા, તપ વિરાગ ઇત્યાદિથી ] આ ત્રાસની ઘણી અતિશયતાઓ, વ્યક્તિ મીમાંસાને પ્રતાપે ઓછી થઇ જશે. આત્મવિકાસની કુંચી મળશે, અને પ્રગતિને માટે સૌ વાતે સારાં વાનાં થશે.

મનુષ્ય વ્યક્તિમાં, સમગ્રભર્યું છે. આ સમગ્રતાને, કોઇ જડ આંતરિક રચના સાથે સરખાવી શકાય એમ નથી, માનસશાસ્ત્રીઓ, મનો વ્યાપારની વિગતવાર નોંધ કરે, છતાં એનો પાર પામી શકે તેમ નથી. માનસશાસ્ત્રનો આધાર આંતરિક અનુભવની મીમાંસા પર છે અને એ અનુભવની જ સત્યતા વિષે એ વિદ્વાનો જો શંકા કરશે, તો પછી એ કદાપિ પોતાનું અસ્તિત્વ પણ ગુમાવી બેસશે.

મનુષ્ય જીવન, એ આત્મજ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન છે, એનો વ્યકિત મીમાંસા, સ્વીકાર કરે છે, સમગ્રનો ઉદ્દેશ, વધારે પરિપૂર્ણતા મેળવવાનો છે. થોડાં સૃજન કરવાની શકિત વધારીને, મનુષ્યને વધારે સૃજન કરવાની તાલાવેલી મેળવવી છે. સ્હેજ આત્મજ્ઞાન મળ્યું છે એને વધારે મેળવવાની મનોકામના છે.

ઇચ્છા સ્વાતંત્ર્ય, એ મનુષ્યનો સ્વભાવ છે. બુદ્ધિ ઇચ્છા સ્વાતંત્ર્યના તાબામાં છે, આત્માનુભવનાં બીજાં પણ સાધનો, જે જે પ્રાપ્ત થાય, તે તે એ શોધે છે અને ઉપયોગ કરે છે. લાગણીઓ એ પણ મનુષ્ય વ્યક્તિના સાધન છે. ઇચ્છા સ્વાતંત્ર્યને બળ અને વેગ આપવા એ લાગણીઓનો ઉપયોગ કરે છે.

આમ, વ્યક્તિમાં રહેલી સમગ્રતા, જાતજાતની મનોવૃત્તિઓને અને કર્મોને વિવેક સર ગોઠવે છે અને પ્રગતિ સાધવામાં એ બધાંનો

ઉપયોગ કરે છે. વ્યક્તિમાં તો મોટું સુવ્યવસ્થિત રાજ્ય ભર્યું છે. ત્યાં પણ કાયદા બાંધનાર અને અમલ કરનાર સમિતિઓ છે. વ્યક્તિ પોતે એ બન્ને સમિતિઓ પર, સમગ્રના હિતમાં, બરાબર કામ ચાલે છે કે નહિ તેની દેખરેખ રાખે છે.

શરીરનાં ઘણાં કામ, એની મેળે બરાબર ચાલ્યાં જાય એવાં ગોઠવાઈ ગયાં હોય છે. એના ઉપર જાગ્રત દેખરેખ રાખવાની વ્યક્તિને જરૂર નથી પડતી પરંતુ કેટલાક ઉપર તો ખાસ નજર રાખવી પડે છે અને જાગતા જોધ પહેરેગીરની જેમ, ચોકી કરવી પડે છે. કૅાટે, મનુષ્યને ધારાધોરણ ઘડનાર અને તે પ્રમાણે ચાલનાર કહ્યો છે તે બરાબર છે.

વ્યક્તિનો પોતાના પર જેમ કાબૂ વિશેષ તેમ મનોબળ અને ચારિત્ર્યબળ વધારે દૃઢ થાય છે. મનોવૃત્તિઓ અને આવેશો, આત્મ પ્રગતિમાં, કેમ સહાયકારક બને, એનો મેળ મેળવાય છે. સુમતિ અને કુમતિ વચ્ચેનો વિગ્રહ આખરે શાંત કરવામાં આવે છે. આત્મોન્નતિને વેગ મળે છે. શાંતિ પ્રાપ્ત થાય છે. અને આખરે મનુષ્ય વ્યક્તિનાં આદર્શ જે આત્મશુદ્ધિ, સત્યનિષ્ઠા અને પૂર્ણતાની પ્રાપ્તિ છે તે પણ એને મળી રહે છે.

રોગથી ઘવાયલા પ્રાણીઓ, રોગ મટાડીને આરોગ્ય પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવે છે, તેવી જ શક્તિ, મનુષ્યના અંતરમાં છે. નીતિભ્રષ્ટતા કે પાપથી થયેલી પતિતદશા મનુષ્ય સુધારી શકે છે અને ઘણીવાર તો પોતાના દોષ અને ભૂલોની પૂરેપુરી સજા ભોગવી, એ ભવિષ્યને માટે વધારે સાવધાન અને બળવાન થાય છે.

મનુષ્ય વ્યક્તિ, ગુમાવેલા આત્માને પાછો મેળવે છે એટલું જ નહિ, પણ એનામાં આત્મજીવન, ફરીથી શ્રેષ્ઠ પ્રકારે રચવાની શક્તિ છે. અનુભવોનું વિશાળ ક્ષેત્ર, એ પોતાના આધ્યાત્મિક પોષણને માટે વાપરે છે અને એમાંથી મનમાન્યો ઘાટ ઘડી લે છે.

પ્રાણી માત્ર, જેમ ખોરાક પચાવવાનું અને દેહની વૃદ્ધિ કરવાનું કાર્ય કરવાની શક્તિ ધરાવે છે તેમ મનુષ્ય માત્ર, સમાજમાંથી મેળવેલા અને બીજા સંસ્કારો પોતાના આધ્યાત્મિક પોષણ અને વૃદ્ધિ માટે વાપરી શકે છે. આ બધાથી એ આત્મજ્ઞાન મેળવે છે યાને સમગ્રનો પોતાના જીવનમાં અનુભવ કરે છે.

ઉચ્ચજીવન પ્રાપ્ત કરવાની શક્તિ, બધામાં એક સરખી નથી હોતી; કેટલાક તો થોડી જ વારમાં, ધાર્મિક જીવનની, બદહજમીથી પીડાય છે. પરંતુ મહાન પુરુષો અને મહાન સ્ત્રીઓ, એવાં પણ હોય છે કે જેઓ, વિશાળ અનુભવને પોતાના આધ્યાત્મિક જીવનમાં સમાવી શકે છે, અને વાપરી શકે છે, જીવનના એ બધા અનુભવો પછી સારાં સારાં ફળ આપનારા અને શોભાસ્પદ નીવડે છે,

મહાન જર્મન કવિ ગેટે, એવો હતો. એના જમાનાના વિશાળ સાહિત્ય અને કલાનું જ્ઞાન, એણે પોતાના કોઠામાં ઉતાર્યું હતું અને પચાવી દીધું હતું. વળી એ ઉપરાંત, પોતાના નાનકડા રાજ્યમાં એ રાજકીય કાર્ય પણ કરતો હતો. એટલો બધો ભાર, બીજાં નાનાં માણસો તો ઉપાડી પણ ન શકે અને દબાઈ જાય.

એના મહાકાવ્ય ફાઉસ્ટમાં, એણે વર્ણન કર્યું છે તે જ પ્રમાણે એ પોતે, પોતાના જમાનાનું તમામ જ્ઞાન, મેળવી ચૂકયો હતો. એટલું જ નહિ પણ નાના પ્રકારના અનુભવોથી એણે પોતાનું જીવન વિપુલ અને રસિક કરી મૂકયું હતું.

ઇતિહાસમાં ગેટેનું જીવન એ બહુ જ બોધક અને દૃષ્ટાંત લેવા યોગ્ય ગણાય છે વાસનાઓની તૃપ્તિ, એણે પાતાળમાં જઇને છીપાવી હતી અને મહત્ત્વાકાંક્ષાનાં આદર્શો મેળવવા, એ પર્વતોના ઊંચામાં ઊંચાં શિખરો સુધી પહોંચી ગયો હતો. આ બધું કરીને આધ્યાત્મિક

જીવન વિકાસમાં, એણે ક્ષતિ થવા નહોતી દીધી. એટલું જ નહિ પરંતુ સર્વે બાજુથી એણે પોતાનું આધ્યાત્મિક જીવન, ગહન, વિશાળ અને સાધન સંપન્ન બનાવી દીધું હતું.

આ બધો વિશાળ અનુભવ, એણે પોતાના ઘડતરમાં વાપર્યો હતો. આધ્યાત્મિક દેહની એનાથી એણે પુષ્ટિ કરી હતી; અને આત્માનો વૈભવ જીવનમાં ખિલાવી એણે એવી મહત્તા અને તેજસ્વિતા પ્રાપ્ત કરી હતી કે જેનાથી એ મનુષ્યોમાં ઉત્તમ ગણાઈ ગયો છે.

પારકા અનુભવો કે બીજાં પુસ્તકોમાંથી એકઠું કરેલું જ્ઞાન, પોતાના જીવનમાં જો ઉતારી શકાય નહિ, તો નકામા કચરાની માફક, એ આધ્યાત્મિક જીવનમાં રોગ પેદા કરે છે. ઘણાં માણસો, પુસ્તકોનાં પોથાંનો ભાર માથામાં લઈને ફરે છે. એમના સ્મરણમાં ઘણા વિદ્વાનોના વિચારો, ગોખી ગોખીને યાદ કરી ભરી રાખેલા હોય છે. પરંતુ એ ઉપર વિચાર કે મનન કરી, એમણે પોતાને માટે સાર તારવી કહાડવાની તસ્દી જ લીધી હોતી નથી. એવા માણસો, પારકા વિચારોના જડ સંગ્રહ કરનારા થઈ જાય છે. જીવનના શુભ અશુભ પ્રસંગોમાંથી એ સેંકડોવાર પસાર થાય છે પરંતુ એમના હૃદય પર, એ પ્રસંગોની કશી ચિરસ્થાયી અસરો થતી જણાતી નથી. જડબુદ્ધિ અને હૃદયશૂન્યતા મનુષ્યને અધમ કરનારાં છે. પ્રસંગોમાંથી બોધ લેવાની, સારાસારની પરીક્ષા કરવાની અને સાવધાનતા કેળવવાની ટેવ ન પડે તો માણસને સંસારની મલિનતાઓ ભ્રષ્ટ કર્યા વગર રહેતી નથી. ઉચ્ચ થવાનો પુરુષાર્થ પ્રાપ્ત ન થાય તો અધમતા મળે છે. જ્યાં છીએ ત્યાં રહેવાય એવું તો આપણું બંધારણ જ નથી.

આપણે માટે પોતાના જ વિચારો અને પોતાના જ સિદ્ધાંતો કામ આવે છે. આપણને આપણી જ નવી કલ્પનાઓ, નવા તર્ક

વિતર્ક, નવી દૃષ્ટિ અને નવાં જ સેવાકાર્યો પ્રાપ્ત થવાં જોઈએ. એમાં પારકું કંઈ જ કામનું નથી. આધ્યાત્મિક માર્ગમાં આપણને કેવળ સ્વતંત્રતા હોવી જોઈએ. ગુરુઓ પણ એ માર્ગે નુકસાનકારક નીવડે છે. જ્ઞાન બની શકે એટલું સંપૂર્ણ હોવું જોઈએ, ચારિત્ર્ય શુદ્ધ જોઈએ અને સેવા માટે તત્પરતા જોઈએ.

જીવનમાં ખરી મહત્ત્વની વસ્તુઓ, મેળવી લેવી જોઈએ. બુદ્ધિ, નીતિ, સૌન્દર્યગ્રાહકશક્તિ, પ્રેમ અને ભક્તિ, એ અમૂલ્ય વસ્તુઓ છે. આટલું મળે તો સાચો દોરનાર અને સાચો પ્રકાશ, આપણી પાસે જ છે એમ સમજવું.

સ્વતંત્રતા એ સ્વચ્છંદ માટે નથી. પણ કુદરતના મહાન નિયમોને, આપણા સ્વભાવ ધર્મ પ્રમાણે કેવી રીતે અનુકૂળ થવું, એનો ટૂંકામાં ટૂંકો રસ્તો કહાડવા માટે છે. ચારિત્ર્ય શુદ્ધિ, એ ચોખલીઆવેડા નથી પણ જીવનમાં બેતાલ વસ્તુઓ દૂર કરવા અને નુકસાનકારક તત્વો આપણી પ્રગતિને જે નડતર કરે છે તે ખસેડવા માટે છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ શત્રુઓ ગણાય છે અને એ દૂર કર્યા વગર, આત્મોન્નતિ સાધી શકાતી નથી. તમામ આશયો શુદ્ધ થવા જોઈએ, ભાવના માત્ર પવિત્ર બનવી જોઈએ. જીવન કસરતશાળા જેવું છે અને એનો ઉદ્દેશ આત્માને બળવાન અને પરિપૂર્ણ કરવાનો છે. શાંતિ, આનંદ, કલ્યાણ કરવાની શક્તિ જ્ઞાન અને કૃત–કૃત્યતા મેળવી, ચાલો! આપણે પોતપોતાનાં જીવન ધન્ય કરીએ!

જેમ જેમ આપણે પોતપોતાના આત્માને પરિપૂર્ણપણે ખીલવવાનો પ્રયત્ન કરતા જઈશું, તેમ તેમ આપણી પ્રવૃત્તિ વધારે ને વધારે ભવ્ય અને કલ્યાણકારક થતી જશે. આપણી પાસે જે કંઈ હશે અને આપણે બીજાંઓને જે કંઈ આપીશું તે નવું જ હશે.

એવું પહેલાં કોઇએ આપ્યું નહિ હોય કે હવે પછી પણ નહિ આપી શકે.

દરેક વ્યક્તિ આમ, પોતપોતાની ખાસ સેવાપૂજા, સંસારને ચરણે ધરી કૃતાર્થ થઇ શકે છે.

જેમ વ્યક્તિઓની ખાસ સેવાપૂજા વ્યક્તિઓ જ આપી શકે, તેમ પ્રજાઓ પાસે પણ, પોતપોતાની સેવા સામગ્રી હોય છે. પ્રજાઓ પણ એ સેવા સામગ્રી એક બીજાંઓમાં પ્રભુના પ્રસાદરૂપે વ્હેંચે તો કેવું સારું ?

સંપૂર્ણ પ્રમાણિકપણે, શુદ્ધબુદ્ધિથી અને સત્યનિષ્ઠાથી, આપણે પોતપોતાના, આત્મધર્મને વફાદાર થવું જોઈએ. વિશ્વમાં વ્યાપેલું સમગ્ર [ બ્રહ્મ ] આપણને નિમિત્ત કરી, પોતાની સોળે કળાઓ, આપણી દ્વારા વ્યક્ત કરો ! નિવૃત્ત થઈ, સંન્યાસી થઇ જઈ કે શુભ પ્રવૃત્તિઓ છોડી, આવાં સાત્વિક સુખ, આપણે એકલાએ ભોગવવાના સ્વાર્થમાં નહિ પડવું જોઈએ. પ્રભુની એ ઈચ્છા નથી. સમગ્ર બ્રહ્મની પણ પ્રવૃત્તિનો પાર નથી. એ પ્રવૃત્તિના આપણે વાહક થવું જોઈએ.

આવી પ્રવૃત્તિમાં પડેલાઓને અભિમાન આવી જવાનો ભય નથી. સત્ય કે બ્રહ્મનિષ્ટ જીવો તુરતજ સમજી જશે, કે પ્રભુનું જ એક હાથે લઈને બીજે હાથે આપણે આપી રહ્યા છીએ. વાંસળી તો મધુવનની માત્ર લાકડી છે. એમાં જે કંઈ માધુર્ય અને ઉલ્લાસ ઉછળે છે તે શ્રીકૃષ્ણની ફૂંકનાં છે.

વિશ્વમાં અલૌકિક રાસ રમાઇ રહ્યો છે. મહાન નાટક ચાલે છે. એના એકાદ નટ બનવા, આપણને પ્રભુ બોલાવી રહ્યો છે. એની આજ્ઞાને ચાલો, આપણે માન આપીએ. આનંદરૂપ, સુંદર અને શિવ બનવાની આજ ઉત્તમ તક છે. એ પ્રાપ્ત કરીશું તો તો ઠીક છે અને

નહિ તો પરાજય છે. ગુલામી અને મૃત્યુ, સામા ડોળા કહાડીને ઊભાં છે.

એ મૃત્યુમાંથી આપણે અમૃતમાં ચાલો. સંસાર તરફ ફરી એક વાર નજર કરો! વસ્તુઓ, બનાવો અને શરીરમાં જોબન ઉછળી રહ્યું છે. એમાંએ જાણે ચેતન માતું નથી. બધે ચેતનની પ્રવૃત્તિનો પ્રવાહ છલકાઇ રહ્યો છે. ચેતન સંસારને અસર કરે છે અને સંસાર ચેતનને પ્રેરણા આપી રહ્યો છે. પ્રકૃતિમાં પુરુષ છે અને પુરુષમાં પ્રકૃતિ છે. વર્ડસવર્થ અને બીજા કુદરતના કવિઓએ, જે સૃષ્ટિ સૌન્દર્યમાં ઇશ્વરનાં દર્શન કર્યાં છે તે માત્ર "કવિપણું" નથી પણ એમાં સત્ય છે. કુદરત અને આપણે એક જ છીએ આપણા અણુએ અણુમાં એ ભરી છે. આપણાં અવયવો ઘડતાં એને લાખો વર્ષ થયાં છે. આપણું મન, મનુષ્યદેહના પહેલાંના આપણાં હજારો અને લાખો જીવનો, જેનું હાલ આપણને સ્મરણ પણ નથી, તે ત્યારનાં વિકાસ પામતાં પામતાં આવ્યાં છે! આપણા કાન જે સંગીત સાંભળી શકે છે, આંખ જે રંગ જુવે છે તે પૃથ્વી પર પ્રાણી ઉત્પન્ન થયાં હશે ત્યારથી ઘડાતાં ઘડાતાં આ જીવનમાં આપણને તૈયાર થઇને મળ્યાં છે. એ બધી કુદરતની કે કુદરતની અંદર રહેલા ચેતનની બલિહારી છે! અને હજી પણ કંટાળેલા જીવોને કુદરતનું, સૃષ્ટિ સૌન્દર્ય, આનંદ આપે છે. કેટલાએ ઘાએલ થયેલા આત્માઓના ઘા, કુદરતે રૂઝવ્યા છે. સૃષ્ટિની વસ્તુ માત્રનું વલણ સત્ય, સૌન્દર્ય અને શિવની પ્રાપ્તિ અર્થે છે. આપણાથી પણ એ પ્રાપ્ત થાવ!

# સત્સંગ.

[ આ સત્સંગ, મ્હને જેલજીવન દરમિયાન પુસ્તકોદ્વારા થયેલો, એની સંક્ષિપ્ત નોંધ નીચે આપવામાં આવે છે. ]

જે. સી. ફ્લ્યુજેલઃ—માતપિતાનાં વર્ત્તન અને ઉપદેશ, વડીલોની અને શિક્ષકોની ખરું શું અને ખોટું શું એ વિષેની શિખામણો; આ બધાની બાળકના મન પર બહુ નાનપણથી અસરો થાય છે. જે વાતાવરણમાં બાળક ઉછરે છે, તે બધું વાતાવરણ જ જાણે એના માનસિક બંધારણમાં પેસી જાય છે. બાળ માનસનાં પૃથક્કરણ કરનારા વિદ્વાનોનો એ અનુભવ છે કે પાંચ વર્ષની ઉંમર પહેલાં બાળક, અજાણતાં, પોતાને કોના જેવું થવું છે તે નક્કી કરી મૂકે છે. પોતાની એક આદર્શ મૂર્તિ [ Ideal self ] એ બનાવી રાખે છે અને એ મૂર્તિ જેવા થવાનો હરહમેશ બાળક પ્રયત્ન કરે છે.

સુપ્રસિદ્ધ માનસશાસ્ત્રી ફ્રોઈડ. વારંવાર કહે છે કે માણસને પોતાને પણ બરાબર ખ્યાલ નથી હોતો, એટલે દરજ્જે એ નીતિમાન હોય છે અને પોતાના આદર્શ જીવનને પહોંચવા એ પ્રયત્નશીલ રહે છે. દરેક માણસને પોતાના ઉચ્ચ સ્વરૂપને પહોંચવાની એટલી બધી

ભાવના હોય છે કે એ ભાવનાનો માર્યો, સાધારણ માણસ પણ પોતે સારો રહેવા મહેનત કરતો હોય છે.

ફ્રોઈડના મત પ્રમાણે મન ત્રણ ભાગમાં વ્હેંચાયલું રહે છે. આત્મા, જીવ અને દેહ: [ Super Ego Ego and Id ] જીવનમાં જીવને એ ત્રણ શેઠોની મરજી ઉઠાવવી પડે છે. દેહ વાસનાનું ભરેલું છે. એને હજારો જાતની વાસનાઓ અને તૃષ્ણાઓ થાય છે પણ બધી યોગ્ય છે કે અયોગ્ય એ જીવને જોવું પડે છે. આત્મામાં નીતિ અને અનીતિ, ધર્મ, અધર્મ; વગેરેના ખ્યાલ ચોખ્ખા ભરેલા રહે છે. વાસનાઓનાં ખેચાણને વશ નહિ થવા, આત્મા, જીવ પર સતત દબાણ કર્યા કરે છે.

જીવનું કામ મુશ્કેલ છે. બહુ બળ, બહુ ચતુરાઈ અને બહુ નીતિ નિપૂણતા વાપરી એ ઉચ્ચ આદર્શોને સંતોષ આપતો જાય છે અને વ્યવહાર કુશળતા દર્શાવે છે.

મનના વિકારો મટાડનાર વૈદ્યોનો એ ધર્મ છે કે એમણે જીવની સ્થિતિ સરળ કરી આપવી. મનુષ્યનો બને ત્યાં સુધી વ્યવહાર સચવાય અને પરમાર્થ પણ સંતોષાય એવા માર્ગો એને દર્શાવવા.

આ માટે પહેલી જરૂરિયાત વાસનાથી ભરેલા પોતાના દેહને ખુલ્લો કરી નાખવાની છે. પોતાની તપાસ આપણે પોતે કરી નાખવી જોઈએ. “ખોજ કરો અપને તનકી.”

એમ તપાસ કરતાં, ઘણી અયોગ્ય રીતે દબાવેલી, વાસનાઓ જુદી પડી આવશે. વાસનાઓ, મારી નાખવી કે નાહક દબાવવી એ યોગ્ય નથી. એને યોગ્ય માર્ગે વાળી શકાય પણ કચરી નાખવાથી તો ઉલટો પ્રકોપ થાય છે. ×

× ઓગણીસે બત્રીસમાં, નાસિક જેલમાં, પુસ્તકો દ્વારા, ઘણા સંતોનો સમાગમ થયો હતો. એવા સમાગમના ફળ રૂપે, ઉપરનાં વિચાર પુષ્પો પ્રાપ્ત થયાં છે.

હિસ્ટિરિયા, ઉદાસીપણું, ગાંડપણ, ઇત્યાદિ માનસિક રોગોનું કારણ ઘણી વાસનાઓને કચરી નાખવાનો પ્રયત્ન કર્યો હોય છે એ જ માલૂમ પડયું છે. એવી કચરી નાખવાની ક્રિયા રહેવા દેવી જોઇએ.

દેહના ધર્મ, દેહ તો બજાવશે જ એ સમજી, જ્યાં એમનો માર્ગ કરી આપી શકાય એમ ન જ હોય ત્યાં વાસનાઓને બીજા કોઇ વધારે અનુકૂળ માર્ગે વિવેક-પુરઃસર વાળવી જોઇએ. એ મારી કે કચરી તો નહિ જ શકાય.

[ સુપર ઇગો ] આત્માની-માગણીઓ, પણ કોઇ વાર છેક હવાઇ હોય છે. આપણા સંજોગોનો અને સંસારના કર્તવ્યોનો વિચાર કરીને એણે પણ ધીમે ધીમે આગળ વધવાની માગણી કરવી જોઇએ. "જુલ્મ, મત કરના રે બચ્ચા! અલખ કા, ખેલન સબ સચ્ચા!"

આત્માએ પણ વ્યવહાર કુશળ થવું જોઇએ. અને દેહે એટલે વાસના દેહે પણ વિવેકી થવું જોઇએ.

ઉચ્ચ નીતિને અનુસરીને અને ખરી વસ્તુસ્થિતિને ધ્યાનમાં લઇને, ઇચ્છાઓ કરી હોય તો પરવડે. બાકી તો આપત્તિ ઉપર આપત્તિ જ આવવાની.

જીવે, ઉપર મુજબ વિવેક રાખી, સંસારમાં પોતાનું વર્ત્તન નક્કી કરવું એટલે ઘણે ભાગે વાંધો નહિ આવે.

મનોવિકારના અભ્યાસીઓ, આમાં પણ એક મત છે કે, એમણે તપાસેલાં ઘણાં માણસોમાંથી કોઇ પણ માણસના આત્માનું પ્રભુત્વ, જીવનમાં નબળુ જોવામાં આવ્યું નથી.

પ્રિય વાચક! ઉપરના માનસશાસ્ત્રીઓની આ નવી શોધો આપણને કેટલો બધો ઉત્સાહ અને આશાઓ આપે છે!

હેકલતત્વજ્ઞાનમાં 'પુરાવર્ત્તન' નો એક ખ્યાલ મહત્વનો ગણવામાં આવે છે. એનો અર્થ એ છે કે પ્રાણી માત્ર, ઇંડામાં કે

ગર્ભમાં, છેક શરૂઆતથી, પોતાના દેહની વૃદ્ધિ કરે છે; તે વખતે એક કોષનો પોતાનો અસલ દેહ હતો, ત્યાંથી આગળ વધતાં વધતાં જે શરીર એને ધારણ કરવું છે ત્યાં સુધીની બધી પાયરીઓનાં સ્વરૂપ એ લેતો જાય છે. માણસ પણ ગર્ભમાં એમ જ ખીલે છે. દિવસે દિવસે અને કલાકે કલાકે એ પ્રાણીઓનાં જેવાં દેહોમાંથી પસાર થાય છે [ માંછલી જેવો–દેડકા જેવો–બરડાની કરોડવાળાં પ્રાણી જેવો–એમ સ્વરૂપ લેતો, છેક નવમે મહિને, એ માણસના બચ્ચા જેવો તૈયાર થાય છે ! આમાં સૃષ્ટિક્રમમાં જે દેહો થતાં લાખ્ખો વર્ષ થયાં હશે તેવા દેહો ગર્ભની અંદરનું માણસ, કલાકે કલાકે અને દિવસે દિવસે ઘડી ઘડીને બદલી નાંખે છે !

ઉપર મુજબ પ્રાણી વિકાસના ખ્યાલ રાખનાર, જર્મન તત્ત્વજ્ઞાની હેકલ, અદ્વૈતને માને છે. પણ એનું અદ્વૈત જડવાદ જેવું હતું એમ કહેવાય છે એ વાત ખરી નથી; કારણ કે હેકલ જે અણુ પરમાણુઓથી વિશ્વને બનેલું માને છે, તે અણુ પરમાણુને પણ એ પ્રકૃતિ જડ–અજીવ નહિ પણ સજીવ માને છે.

શકિત, એ હેકલના વિચાર પ્રમાણે પ્રકૃતિનું રૂપ છે. એ. વુલ્ફ નામના બીજા તત્ત્વજ્ઞાની કહે છે કે હેકલની પ્રકૃતિ ચેતનવંતી છે, અને એ જ ચેતનપ્રકૃતિ જેમાં ભેગાં રહ્યાં છે તે વિશ્વનું અંતિમ તત્ત્વ છે, એટલે વિશ્વમાં શકિત અને ચેતન બે છે.

એ. વુલ્ફ પછી જર્મનીના એક બીજા તત્ત્વજ્ઞાની, ડબ્લ્યુ ઓષ્ટ્વોલ્ડની પિછાન કરાવે છે. ઓષ્ટવોલ્ડ, વિશ્વનું પરમ તત્ત્વ એટલે શકિત એમ માનનારા છે. એમને મતે, ચેતન એ પણ શકિત છે. આત્મ શકિત, જ્ઞાનતંતુ શકિત, રાસાયણિક શકિત—એમ બધે એઓ શકિતના જ પ્રવાહ જુવે છે. પરંતુ જીવ અને ચેનનને તેઓ આ સામાન્ય શકિત કરતાં વિશેષ માને છે.

ટી. એચ. ગ્રીન એ ચેતનવાદી છે. માણસ એટલે કુદરતી બળોની જ પેદાશ છે એમ જ્યારે વિજ્ઞાનીઓનું માનવું થયું ત્યારે એણે વાંધો લીધો; એને લાગ્યું કે ઉપર મુજબ માનનારા વિજ્ઞાનીઓ, માણસમાં રહેલી નીતિની ભાવના અને ચારિત્ર્યને સમજતા જ નથી.

મનુષ્યનું વ્યકિતત્વ, બુદ્ધિ, નીતિ શક્તિઓનો વિચાર કરીએ છીએ ત્યારે તુરત જ ખબર પડે છે કે મનુષ્યમાં જે ચેતન તત્ત્વ છે તે તો અજબ જ છે!

આપણે ચેતન કેવું છે તે તો જાણીએ છીએ. જો જગતમાં કોઇ પણ ચીજને માટે આપણને ખાત્રી હોય તો સૌથી પહેલી આપણા ચેતનને વિષે તો આપણને ખાત્રી છે જ.

જ્ઞાન એટલે મન અથવા ચેતનની ક્રિયા–ગ્રીન જગતના પરમ તત્ત્વને, બુદ્ધિવાળું માને છે. મનને પણ એ સ્વચ્છંદી કે વૅળ આવે, એમ ચાલનાર ગણતો નથી. જગતને એ મનોમય અને આત્મિક તત્ત્વવાળું માને છે.

ચેતનવાળો મનુષ્ય, જોનાર છે અને જગત એ જોવાનું છે. પરંતુ જગતને આખુ સમગ્ર દૃષ્ટિથી જોનાર પરમ ચેતન, અનાદિ અનંત અને નિરપેક્ષ છે. એ જ પરમેશ્વર છે. કંઈક દરજ્જે, પરમેશ્વરના જ્ઞાનમાં ભાગ પડાવવાનો મનુષ્યને અધિકાર છે. નીતિ અને ધર્મનું મૂળ, મનુષ્ય, પરમેશ્વરના જ્ઞાનનો અધિકારી છે તેમાં રહેલું છે. અમૃતનો પણ એ અધિકારી છે. ને સત્ય સ્વરૂપ અને જ્ઞાન સ્વરૂપ, પરમાત્માનો એ અંશ છે. તેથી પણ એનામાં નીતિ અને ધર્મ રહેલાં છે. જેમ પોતાનું જ્ઞાન છે એવો આત્મજ્ઞાની મનુષ્ય અનંત જ્ઞાન લીધા વગર રહે જ નહિ અને અમૃતનો એ અધિકારી છે એનો અર્થ એ કે એના આત્માનો કદી નાશ નથી.

વિચાર કરતાની સાથે માણસને સૂઝે છે કે મારામાં અમુક

જવાબદારીઓ છે અને અમુક શક્તિઓ છે: અને એમના યથાયોગ્ય ઉપયોગથી ઉચ્ચ સુખ થાય છે એની પણ સમજણ પડતાં બહુ વાર લાગતી નથી. ચારિત્ર્યનો ઉચ્ચમાં ઉચ્ચ ઉપયોગ કરવાથી જ અને આપણામાં જે શુભ શકિતઓ રહેલી છે તેનો કર્તવ્યકર્મમાં પૂરેપુરો ઉપયોગ કરીને જ માણસને સંતોષ અને સુખ મળે છે. આત્માનો પૂર્ણ વિકાસ કરવાનું માણસને પોતાને જ મન થાય છે. એને કોઈ ફરજ પાડતું નથી. પરંતુ આ રીતનો એને આત્મનિર્ણયનો જે હક્ક મળ્યો છે તેનો ઉપયોગ એ પોતાને પૂર્ણ વિકાસ કરીને આત્મસુખ મેળવવા કરે છે.

પૂર્ણ વિકાસ કરીને, આત્મસુખ મેળવવાનો લાભ, મનુષ્યને સંસારમાં જ મળે છે. સમાજ છોડીને એકાંત નિવૃત્તિથી એ લાભ પ્રાપ્ત થાય એમ નથી. વ્યક્તિઓ વગર જેમ સમાજ નથી તેમજ સમાજ વગર સંપૂર્ણપણે ખીલેલી વ્યક્તિઓ મળી શકે એમ નથી.

સમાજમાં જ વ્યકિતઓ, પોતપોતાનો વિકાસ સાધી, પોતપોતાની વિશેષતાઓ, ખીલવી શકે છે. અને એવો સમાજ પણ ઉચ્ચમાં ઉચ્ચ કલ્યાણ સાધી શકે. ગ્રીન આમ નિરપેક્ષ ચેતનને માનનારો ઇંગ્રેજ તત્ત્વવેત્તા છે.

ગ્રીનના તત્ત્વજ્ઞાનમાં, ચેતનતત્ત્વનો સ્વીકાર હતો; પરંતુ એ ચેતન, કેવળ બુદ્ધિગમ્ય હોવાથી અને બીજાં સાધનોનું મહત્વ એમાં સ્વીકારાએલું નહિ હોવાથી બ્રેડલીને, ગ્રીનનો ચેતનવાદ શુષ્ક લાગ્યો. હેગલે, સત્યનું જ્ઞાન, બુદ્ધિ મારફત લેવા આગ્રહ કર્યા હતો અને ગ્રીને પણ એ જ સિદ્ધાંત સ્વીકાર્યો હતો પરંતુ બ્રેડલીને આ માર્ગ છેક ઠંડોગાર લાગતો હતો. એમાં જડવાદ જેટલી જ જડતા છે અને ભૂત જેવી નિર્જીવતા છે એમ બ્રેડલીને લાગતું. આથી બ્રેડલી કહેતો કે પ્રથમ દર્શને જ પ્રેમીને જે ઊર્મિ થાય છે એવી ઊર્મિ ભકતના

હૃદયમાં પણ થાય છે અને એને મહત્વની ગણવી જોઈએ. કેવળ બુદ્ધિના માર્ગમાં આ હૃદયની ઊર્મિનો તો હિસાબ જ નથી.

સંસારને પ્રેમથી જોનાર, કવિ અને ચિત્રકાર જે રીતે જગતને જુવે છે, તે દૃષ્ટિ અને એ ભાવથી આપણે જગત જોવું જોઈએ. વિજ્ઞાનની ઇન્દ્રિયગમ્ય અને બુદ્ધિગમ્ય દૃષ્ટિ કરતાં, વધારે સંપૂર્ણ દર્શન, કવિ અને કલાકાર અને ભક્ત હૃદયનું હોય છે. પરમસત્યનું દર્શન સંવાદી અને મધુર હોવું જોઈએ.

પ્રથમ દર્શનમાં તીવ્રતા અને વેગ હોય છે એવાં પાછળ રહેતાં નથી. વળી જે અનુભવ પ્રથમ દર્શન વખતે થાય છે તે ઉપર મનન અને ખરાખોટાપણાનો ન્યાય આપવાનું કાર્ય પણ મન, પાછળથી ધીમે ધીમે તો કરે જ છે.

આવા છૂટક છૂટક અનુભવોને એક કરનાર પરમતત્ત્વનો અનુભવ થવાથી, આપણાં મર્યાદિત દર્શનોમાં વિવિધતા ઐશ્વર્ય અને વિપુલતા ભળી જશે. પછી અસ્તિત્વ માત્ર જ્ઞાનમય થશે. સમગ્ર જીવન અંધકારભર્યું નહિ રહેતાં જ્ઞાનપૂર્ણ બનશે. જાણવું એટલે જીવવું અને જીવવું એટલે જાણવું એવી સ્થિતિ થઇ જશે. જ્ઞાની, ભક્ત, કવિ અને ચિત્રકાર કે કલાકારની આંખોથી આપણે જગત જુવો. બુદ્ધિ, હૃદય, આદરભાવ અને સૌન્દર્ય ગ્રાહકશક્તિ કેળવવાથી, જગતનું જે દર્શન થશે તે જ પરમ સંતોષ આપી શકશે. ગ્રીનનું તત્ત્વજ્ઞાન આ છે.

ઇંગ્રેજ ચેતનવાદી તત્ત્વજ્ઞાનીઓમાં, બોઝાનકવેટ્, આધુનિક સમયનો વિદ્વાન તત્વજ્ઞાની છે. એ કહે છે કે પરબ્રહ્મને પ્રાપ્ત કરવા માટે જ્ઞાનમાર્ગ જેવો ઉત્તમ માર્ગ બીજો કોઈ નથી. પરમ જ્ઞાન, માયાની પેલી પાર લેઈ જાય છે. જ્ઞાન ભક્તિને વિરોધી માનવાં, એ છીછરાપણાની નિશાની છે. જ્ઞાનમાર્ગમાં ભક્તિ માર્ગનો તો

એમના અભિપ્રાય મુજબ સમાવેશ થઈ જાય છે. અનુભવો અથવા સાક્ષાત્કારમાં સમગ્ર વિશ્વનું જ દર્શન થાય છે. અને સમગ્ર વિશ્વમાં પ્રકૃતિ અને પુરુષ બન્ને ભેગાં હોય છે.

વાઉ કાઉન્ટ હૅાલ્ડેઈન કહે છે કે, ઉંમરના પ્રમાણમાં એકેએક અનુભને કંઈને કંઇ જ્ઞાન થયું જ હોય છે, પોતાના અનુભવ પરથી જો માણુસ કંઈને કંઈ ચોક્કસ રીતે કહી ન શકે તો એવો માણુસ જીવ્યો જ નથી એમ સમજવું. [ To be meaningless is to be Beingless ]

આપણુને જે લાગે છે અને અનુભવ થાય છે તેનો બુદ્ધિમાર્ગે પ્રાપ્ત થતા જ્ઞાન સાથે સંબંધ યોજીને, આપણે જગતનો ખ્યાલ બાંધીશું તો જરૂર સત્યજ્ઞાન પ્રાપ્ત થશે. સંસારના તમામ બનાવોને એકત્ર કરીને જ આપણે આપણો અનુભવ ઘડીએ છીએ.

ફ્રાન્સમાં મેઈન ડીબીરા, એમણે ઇસ્વી. ૧૮૨૪ દરમિયાન, "સૃષ્ટિ એટલે જ ચેતનનો આવિર્ભાવ" એવી માન્યતા ફેલાવી હતી. પણુ એ વાત પાછી ભુલાઇ ગયેલી. રેવીસન મોલિયને, એ પાછી જાગ્રત કરી. રેવીસન કહે છે કે "પરમાત્માની પ્રવૃત્તિ એટલે જ સૃષ્ટિ. સત એટલે ક્રિયા કરતા ભગવાન. જીવન એટલે જ ક્રિયા—અને ક્રિયા એટલે જીવન. વિચાર એટલે ચેતનની પ્રવૃત્તિ. જીવની ક્રિયા એટલે વિચાર. મરજી મુજબ ઇચ્છાઓ કરવી અને વિચાર કરવો એ એક જ વસ્તુ છે. વિચારોનો ઉદ્દેશ, અનુભવોને રીતસર ગોઠવવાનો છે. જ્ઞાન, એ કલાની વસ્તુઓના સંગ્રહસ્થાન જેવું છે. મનનને પરિણામે આપણે પોતપોતાના સિદ્ધાન્તો તારવીએ છીએ અને સિદ્ધાંતોને રીતસર વ્યવસ્થાથી ગોઠવી રાખીએ છીએ, એ આપણો જ્ઞાનસંગ્રહઃ

આધ્યાત્મની મદદ સિવાયનું જ્ઞાન એ ખરું જ્ઞાન જ નથી. દેહ, ઇન્દ્રિયો અને મન સાથે આત્મા ભળે ત્યારે જ જગતનું અને ઇશ્વરનું ખરું જ્ઞાન જીવને થાય છે.

જગત એ બ્રહ્મની ગૌણુ પેદાશ છે. [ By product ] અને બ્રહ્મ એ જગતમાં રહેલું સંવાદી અને સુવ્યવસ્થાનું મૂળતત્વ છે. સૃષ્ટિ એની અપૂર્ણતાઓ સાથે, એટલા માટે સર્જવામાં આવી છે કે એનાથી દબાયલું ચેતન, જાગ્રત થઇને પોતાનું સંપૂર્ણ સ્વરૂપ ફરી પ્રાપ્ત કરે. પડતી પછી જ ચડતી થાય છે એ પ્રમાણે.

રેનોવિયરે, "ઇન્દ્રિયો દ્વારા પ્રાપ્ત થાય છે એજ ખરું જ્ઞાન છે" એમ સિદ્ધાંત ચાલતો હતો એમાં ચેતનતત્ત્વ ઉમેર્યું. એ કહેતો કે આપણો ખરો આધાર તો ઇન્દ્રિયો જ છે. જગત કશાનો દેખાવ છે અને એ દેખાવ, આપણને દેખાય છે. આ બે બાજુઓ, એટલે આપણે જોનાર અને જગત જે જોવાય છે તે; એ બેને છૂટાં પાડવામાં સાર નથી.

આપણી ઇન્દ્રિયો, મન, બુદ્ધિ અને અંતઃકરણ એ બધાંના સર્વ ભાવોથી પ્રેરાઇને, આપણે શ્રદ્ધાભક્તિ રાખવાં જોઇએ. મનુષ્ય અને સૃષ્ટિની વચમાં એક જાતનો મેળ છે. મધુર સંવાદ છે અને એ જ સંવાદને લીધે, માણસની નૈતિક માગણીઓ કુદરત પૂરી પાડે છે.

લેશેલિયર, માનતો કે જગતને વ્યવસ્થિત અને નિયમાધીન માનીએ છીએ તેનું કારણ આપણે છીએ. આપણા મનનું બંધારણ એવું છે કે આપણને જ્યાં વ્યવસ્થા કે નિયમન ના હોય ત્યાં પણ તે દેખાય છે. આમ સૃષ્ટિનું જ્ઞાન, એટલે આપણા અનુભવમાં ઉપજતા દેખાવો; એટલે આખરે મન એ જ મુખ્ય વસ્તુ છે. અને દૃશ્ય જગત્ એ મનનો અથવા ચેતનનો વ્યાપાર છે.

ચેતન અથવા મન એ જ સત્ય છે; એનો પુરાવો એ છે કે જગત કેવું છે એની સમજણ મન વગર કે આપણા વિચાર વગર પડી શકે એમ નથી. સમજવાનું અસ્તિત્વ સિદ્ધ કરે છે કે વિચારો માં બુદ્ધિ કરતાં કંઇક વિશેષ છે. દિક્-કાળને સમજણનો વિષય

બનાવવાની, વિચારની મરજી છે. વિચારની ઇચ્છા છે.

વિચારનાં ત્રણ ખાનાં છે, સૌથી ઉપરના ખાનામાં વિચાર બુદ્ધિગમ્ય રહે છે, મનોમય નિરપેક્ષ સ્વરૂપે, વસ્તુઓનાં માનસિક સ્વરૂપો ત્યાં ઘડાયલાં હોય છે.

બીજા ખાનામાં, વસ્તુઓનાં ચિત્રો અથવા સ્વરૂપો ઘડાય છે. ત્રીજા ખાનામાં વિચારો પોતે પોતાને જુવે છે. બાહ્ય પદાર્થો એમને ત્યાં નડતા નથી. આ ત્રણ ખાનાં એટલે વિજ્ઞાન દૃષ્ટિ, કલાદૃષ્ટિ, અને ધર્મ દૃષ્ટિ. આ ખાનાં જુદાંએ છે અને ભેગાંએ છે. જોડે-જોડે જ રહે છે. વિચારોનું અસ્તિત્વ છે. એ ઇચ્છા કરે છે અને સ્વતંત્ર છે.

વિચારોને સ્વતંત્રતા તો એટલી બધી છે કે પોતે પોતાને ઉત્પન્ન કરે છે. ઇચ્છાંરૂપી એનું સ્વરૂપ છે. કારણ કે ઇચ્છાઓને લીધે જ એ સમજાય એવા બને છે. પોતે પોતાનો અહેવાલ આપે છે એટલા બધા એ જરૂરના છે. આખી સૃષ્ટિમાં પ્રસરી રહેલા વિચાર એટલે ભગવાન. પરમ વિચાર રૂપે એટલે ચેતન રૂપે ભગવાન બધે વ્યાપી રહ્યા છે. મનુષ્ય આ ચેતનને આધીન બને એટલે એનામાં ધર્મનો ઉદય થયો એમ સમજવું.

વિચાર, અથવા ચેતનતત્ત્વ અથવા આત્મા અથવા પરમાત્મા, વિજ્ઞાન દૃષ્ટિએ, પદાર્થ રૂપે; કલા દૃષ્ટિએ, સુંદર રૂપે; અને ધર્મ દૃષ્ટિએ આત્મજ્ઞાન રૂપે જોવાય છે. પદાર્થ માત્રમાં, સૌન્દર્યમાં અને જ્ઞાનમાત્રમાં પરમાત્મા જ ભરેલા છે.

ક્રોશે, ઈટલીનો તત્ત્વજ્ઞાની છે એ આત્મજ્ઞાન વિષે, એમ માને છે કે રસિકતા કેળવવાથી માણસને આત્મજ્ઞાન થશે કારણ પ્રભુ રસ રૂપ છે.

"રસિયો, રસે ભર્યોરે, મારો પ્રાણજીવન વરણાગી" એ ગોપી-ના ગીતના અનુભવ-ક્રોશે જેવો અનુભવ સિદ્ધ કરી બતાવે છે.

એ કહે છે કે આપણને કોઇપણ વસ્તુની બરાબર ખાત્રી હોય તો તે આપણી જાગ્રત અવસ્થાના સચેતન અનુભવોની છે અને પરમાત્મા એવા જ સચેતન, જાગ્રત અનુભવોનો અમર્યાદ સાગર છે. આપણા આત્મા મર્યાદિત છે અને પરમાત્મા અમર્યાદિત છે.

આમ છતાં ક્રોશે, બધા આત્માઓને ભેગા કરો અને એનો કુલ સરવાળો કરો એટલે પરમાત્મા થાય એમ માનતા નથી. એવા આત્માઓના કુલ સરવાળા કરતાં પણ વિશેષ વૈભવ અને ચૈતન્ય વાળા પરમાત્મા છે એમ એ માને છે. પરમેશ્વરને એ લીલારૂપી માને છે. ક્ષણે ક્ષણે નવાં રૂપ લેતા અને સતત પ્રવૃત, એવું એમનું સ્વરૂપ છે એમ ક્રોશેનું કહેવું છે.

બ્રહ્મની પ્રવૃત્તિના યુગો છે. એક ચક્ર પૂરૂં થઇને બીજું ચક્ર શરૂ થાય છે. પરંતુ બ્રહ્મનો તો આદિએ નથી ને અંત પણ નથી.

પ્રેરણાઓ અને સિદ્ધાંતોની મીમાંસા કરી, ક્રોશે કહે છે કે પ્રેરણાઓના જ પ્રતાપે, આપણે જગતના પદાર્થો અને પ્રાણી માત્રનાં નામ રૂપો રચી રચીને સમજીએ છીએ, અને કલાકારોનાં રસિક દર્શનો એ આવી પ્રેરણાનાં ઉત્તમ દૃષ્ટાંતો છે.

પ્રેરણાને કોઇ પણ દ્રવ્ય બહારથી મળતું નથી. પણ અંતરનાં જ તત્ત્વોથી મન, પ્રેરણાઓ સર્જે છે. આપણા જ ખ્યાલો અને આપણા જ વિચારો, આપણી પ્રેરણાઓમાં પ્રસરેલા હોય છે. વિચારો વગરની પ્રેરણાઓ આંધળી છે અને પ્રેરણાઓ વગરના વિચાર પોલા છે.

મનુષ્ય મનુષ્ય વચ્ચેનો સંબંધ, આપણે વિચારોથી યોજીએ છીએ. વિચારો સર્વ વ્યાપક અને બ્રહ્મ, જે બધાં મર્યાદિત મનોમાં

પ્રસરેલા છે; તેમને વ્યક્ત કરનાર પણ—એમનો ખ્યાલ આપનાર પણ વિચારો છે.

વિચારની ક્રિયા, વિચારનો વિષય અને બંનેનું જ્ઞાન આપણા અંતરના અનુભવોમાં થાય છે. જ્ઞાની, પોતે જ પોતાની સૃષ્ટિ રચે છે. દરેકે દરેક મનુષ્યનો જગત વિષેનો પોત પોતાનો ખ્યાલ જુદો જુદો હોય છે. જેવું મન તેવું જગત લાગે છે.

સંસારની આર્થિક પ્રવૃત્તિ, ઉપયોગી શું એ જુવે છે અને નૈતિક પ્રવૃત્તિ કલ્યાણ શેમાં રહેલું છે એ જુવે છે. આર્થિક, વ્યક્તિગત પ્રવૃતિ, પરમાર્થ અને ભ્રાતૃભાવ શોધે છે.

પ્રેરણા અને ખ્યાલો, જેવાં એક જ ઢાલનાં બે પાસાં છે તેમ નૈતિક પ્રવૃત્તિ અને આર્થિક પ્રવૃત્તિ એ બે માં પણ ભેદ કરવો વ્યાજબી નથી. કર્મ માત્રમાં સ્વાર્થ અને પરમાર્થ બંને રહેલાં છે. જેન્ટાઈલનું એમ કહેવું છે કે કલા સ્વાનુભવમાંથી ઉદ્ભવે છે અને ધર્મ સર્વાનુભવનું પરિણામ છે. તત્ત્વજ્ઞાન એ બંનેનો સમન્વય કરે છે. જાગ્રત અવસ્થાનું જ્ઞાન એ સત્ય છે. જગત એ પણ સત્ય છે. જગતનો કોઈનો અનુભવ જે થાય છે તેનો સાર કહાડી—તારો મેળવી તત્ત્વજ્ઞાન સ્વાનુભવ અને સર્વાનુભવ પરથી પરમસત્યનું સ્વરૂપ ઉપજાવી કહાડે છે.

સત્યનું ધ્યાન કરતો કરતો તત્ત્વજ્ઞાની, સત્યની એક સૃષ્ટિ જ જાણે આપણને રચી આપે છે. [ જ્ઞાન દૃષ્ટિએ જગતનું સુંદર સ્વરૂપ સમજાય છે. ]

જેન્ટાઈલ કેળવણીને, આત્મવિકાસ એવું નામ આપે છે અને પૂર્ણ આત્મવિકાસનું પરિણામ તત્ત્વજ્ઞાન છે. જેનો પૂર્ણ આત્મ વિકાસ થાય તે તત્ત્વજ્ઞાની થયો હોય છે. આત્મજ્ઞાન એ જ આપણો સાચો આધાર છે અને એના વડે જ આપણે પરમસત્યને સમજી શકીએ છીએ.

રોઇસ, અમેરિકાના સુપ્રસિદ્ધ ચેતનવાદી તત્ત્વજ્ઞાની છે. એ કહે છે કે ઇશ્વર અજબ છે અને મનુષ્ય પણ અજબ છે. દરેક મનુષ્ય ઇશ્વરનો કંઇને કંઇ ગુણ વ્યક્ત કરે છે. કપાળે કપાળે જેમ જુદી જુદી મતિ છે તેમ માણસ માણસની ઇશ્વરના ગુણ પ્રકટ કરવાની રીતો પણ જુદી જુદી છે.

સા, રી, ગમ, ના જુદા જુદા સૂરો જેમ મધુર ગીત પોતાના અંગ રૂપે જુવે છે તેમ મહાકાળ રૂપ પરમેશ્વર મનુષ્યોનાં કામોના વિભાગોને પોતાના દેહ રૂપે સળંગ જુવે છે.

મનુષ્ય માત્ર, પોત પોતાના ગજા પ્રમાણે, પોતાના સ્વાર્થથી પર જઇને કોઇ આદર્શની સાધના જાણે અજાણ્યે કરતો હોય છે. એને એ વફાદાર રહે એ જ ઇષ્ટ છે. એ પોતાના આદર્શને વફાદાર રહે અને બીજાઓ સૌ સૌના આદર્શોને વફાદાર રહે એ જ પ્રમાણે સંસારના વ્યવહાર ચાલવા જોઇએ. પોત પોતાના આદર્શોના વફાદારોનો અરસ્પરસ સહકાર એટલે નીતિ. એવી નીતિ અને સહિષ્ણુતાથી જ માનવ ધર્મ શોભશે અને દેશ વિદેશ વચ્ચેનાં યુદ્ધો દૂર થઇ નવી સંસ્કારિતા નો જન્મ થશે.

ડબ્લ્યુ. ઈ, હોકીંગ. પોતાના તત્ત્વજ્ઞાનને જગતને સત્ય માનનાર સાધુનું તત્ત્વજ્ઞાન કહે છે,

એ કહે છે કે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોથી જ આપણે જગત સાથે, મનુષ્ય, મનુષ્ય વચ્ચે અને પ્રભુ સાથે સંબંધ બાંધીએ છીએ. એ કહે છે.

"મારા પ્રિય મિત્રને જોઇને ઘણીવાર મને એમ થયું છે કે એની અને મારી વચ્ચે આટલી જુદાઇ કેમ છે? અરે ભગવાન! તેં અમને આવા કેવા બનાવ્યા છે? મિત્રને મારે જોવો છે પણ આતો

એના દેહની ભીંતો મારી આંખ આડી આવીને ઊભી રહે છે. મિત્રને બદલે હું તો માત્ર આ, એની હાલતી ચાલતી ભીંતો જોવું છું અને એ પણ મારી ભીંતો જ જોતો હશે!

પરમ સખા છતાં, અમે એક બીજાને જાણે આ બનાવટી મોઢાં પેહેરીને જોઈએ છીએ.

આ બનાવટી મોઢાં અને દેહની દીવાલો વીંધીને જો મારું મન એના અંતરમાં પ્રવેશ કરે અને કોઇપણ પ્રકારના અંતરાયો વગર જો અમે એક બીજાને ભેટીએ તો તેવું સારું!

ઉધ્ધવને ગોપીઓ પણ એમ જ કહેતી હતી કેઃ—

"ઉધો! શ્યામ કી જુદાઇ
અબતો, સહી, જાતી નહિ"

પછી, હોકીંગ કહે છે "મારાં પડળો ખરી પડ્યાં. હું આશ્ચર્ય ચકિત થઇ ગયો. મારો પરમ મિત્ર મારા હૃદયમંદિરમાં આવીને બેઠેલો હતો એમ જ મને લાગ્યું. એ કહેવા લાગ્યો. "આપણે જુદા છીએ જ કયાં? જે જગત હું જોવું છું તેનો જ અનુભવ તું પણ લઇ રહ્યો છે. જે જલ, જે પૃથ્વી, જે આકાશ અને જે રંગો, મારા છે તે તારા પણ છે! જે સંસારના પદાર્થોને હું હલાવું છું તે જ સંસાર તારો પણ હોવાથી તારા દિલને હલાવે છે.

જે જગતને હું જોવું છું તે જ જગતને મને સમજણુ પડે છે કે તું પણ જોતો હોય છે, તારો અનુભવ કેવો થતો હશે તેનો પણ હું અનુભવ કરી શકું છું.

તું કયાં છે? પેલી આંખોની પાછળ, પેલા માથાની પાછળ, દેહરૂપી અંધારી ઓરડીમાં જ્યાં રાસાયણિક ફેરફારો ચાલી રહ્યા છે તેની સંગતીમાં તો તું નથી જ બેસી રહ્યો.

હું ત્યાં નથી તો તું ત્યાં શેનો હોય? મારું જીવન દેહ રૂપી દીવાલોની પાછળ નથી જતું તો તારું પણ ત્યાં શેનું જાય? તું પણ દેહની બહાર જ વિચારનારો છો?

જે સંસારમાં હું જીવું છું તે જ મારા આત્માનો પણ સંસાર છે. હું મારા આત્માના અંતરમાં રહ્યો રહ્યો સંસારમાં છું અને તું પણ એ જ સંસારમાં હોવાથી હું તારામાં છું અને તું મારામાં છું.

આપણા બેનો આવો ઉત્તમ યોગ છે. આપણે જેટલા પાસે પાસે છીએ એટલું પાસે બીજું કંઇ પણ હોય એમ કલ્પી પણ શકાતું નથી. આ યોગ સાચો છે અને એનો અનુભવ જાણે ધ્રુજાવી નાખે છે! પ્રકૃતિના મૂળમાં ચેતન છે અને પ્રકૃતિને જોનાર અને સમજનાર મનુષ્યમાં પણ ચેતન છે. માણસોનું પ્રકૃતિ વિષેનું જ્ઞાન અમુક બાબતમાં એક સરખું હોય છે.

કુદરતને જ્ઞાનનું ક્ષેત્ર કરીને જોનાર, મનુષ્યો સિવાય બીજું એક ચેતન હોવું જ જોઇએ. કારણ કે મનુષ્યો પોતે પણ કુદરત અથવા જગતનો ભાગ હોવાથી જગત મનુષ્યના આધારે તો રહી શકે નહિ.

આ બીજું ચેતન તે ઇશ્વર હોવા જોઇએ. એ જગતને જાણનાર છે. જોનાર છે. જ્ઞાનનો વિષય બનાવનાર છે. મનુષ્ય બંધુઓ વિષેનું અને જગત વિષેનું આપણું જ્ઞાન પણ એમના જ્ઞાનનો વિષય છે.

હોકીંગ. ટૂંકામાં જગતને ઇશ્વર રૂપ જ માને છે. જગતમાં વ્યાપેલું ચેતનતત્ત્વ એના કહેવા પ્રમાણે સળંગ છે. વસ્તુ માત્રનું અસ્તિત્વ અને હેતુ, ઇશ્વરના અસ્તિત્વ અને હેતુને અનુસરીને વર્તે છે.

પ્રકૃતિમાં પુરુષ છે એનો પુરાવો એ જ કે એનો સહજ અનુભવ થાય છે. મનુષ્યજાતિ તરીકે આપણે જાણીએ છીએ કે જગતમાં

આપણે એકલા નથી. આપણો અંતરાત્મા આપણને પેહેલેથી અને જોસથી જાણે ઉપરના અનુભવની તો પ્રેરણા કર્યાં કરે છે. પ્રકૃતિમાં વ્યાપેલો ઈશ્વર અનાદિ અનંત છે અને અગમ્ય રહસ્યોથી ભરેલો છે.

મનુષ્ય જીવન, વસ્તુ માત્રના અંતરમાં રહેલા પરમ સત્યને પામવા પ્રયત્ન કર્યા જ કરે છે અને એ સત્યના અમૂલ્ય ગુણો મેળવ્યા છતાં એને સંતોષ થતો નથી.

મનુષ્ય કલ્પી લે છે અને ઘડી રાખે છે. મનુષ્ય ભૂતકાળના કોકડા-માંથી કે પટમાંથી તાર કહાડે છે. [પાછલા સંસ્કાર તપાસે છે] ભવિષ્ય માટે પણ કંઈક સત્ય, જ્ઞાન, સૌન્દર્ય અને કલ્યાણનાં અમૂલ્ય તત્ત્વો મેળવી, એ જીવી રહ્યો છે. એ સ્વતંત્રતા મેળવે છે. સંસારની આંટીઘૂંટીમાંથી અમુક આદર્શો સિદ્ધ કરવા એ મથે છે ને ફત્તેહ પામે છે. સ્વતંત્રતા અને અમૃતત્વ એને મળવાં જ જોઈએ એમ ધારી એ યુદ્ધ કરે છે અને પોતાનું ભવિષ્ય પોતે જ નિર્માણ કરી સ્વતંત્રતા અને અમૃ-તત્વ મેળવે છે.

વ્યક્તિ સ્વાતંત્ર્યનો એ વિકાસ કરે છે. પોતાની વિષેશતા એ ખીલવે છે. મૃત્યુથી એના જીવનનો નાશ થાય એવી ટૂંકી બુદ્ધિથી એનું વર્તન એ ઘડતો નથી. એને અમરત્વ મેળવવાની રઢ લાગી છે. ભાવિ ઉપર વિજય મેળવી ભગીરથ પ્રયત્ન કરી એ જ્ઞાન, પ્રેમ, કલ્યાણ અને આનંદ મેળવે છે અને અમર થાય છે.

**અર્લ ઑફ બાલફૂરની** માન્યતા એવી હતી કે વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાન બંને ઈશ્વરના અસ્તિત્વ વિષે આપણને શંકાશીલ બનાવે છે. તેથી ઈશ્વરનું અસ્તિત્વ આપણે શ્રદ્ધા ભક્તિથી જ માનવું જોઈએ. જ્ઞાન માત્રનું મૂળ પરમેશ્વર છે એમ મનાવવા એમનો આગ્રહ છે.

જગત આપણને જેવું જણાય છે તે તો સુંદર છે. અને વિવિધતાની અપૂર્વ શોભાથી ભરપૂર છે. પરંતુ વિજ્ઞાન શાસ્ત્ર તો

"ઇલેકટ્રોન્સ" અને "પ્રોટોન્સ" નું બનેલું એને બતાવે છે. અને "ઇલકટ્રોન્સ અને પ્રોટોન્સ" નજરે જણાતાં નથી. માત્ર ગતિના વેગો સિવાય એમાં કંઇ નથી. આમ આપણી આંખે જણાતી સૃષ્ટિ જાણે છે જ નહિ એવો વિજ્ઞાનના કેહેવાનો ભાવાર્થ થાય છે. વળી ડારવીનના અભિપ્રાય પ્રમાણે મનુષ્યની સ્થૂળ શક્તિઓ, કુદરત જોડે લડતાં લડતાં, માત્ર જીવનને ટકાવવા માટે ખીલેલી છે. એવી શક્તિઓ, જે સિદ્ધાંતોનો, માત્ર જડ શરીર જોડે સબંધ નથી એવા સિદ્ધાંતો સમજવા માટે કામ ન પણ આવે. સત્ય, સૌન્દર્ય અને જ્ઞાન રૂપ પરમાત્માનું દર્શન, આપણી સ્થૂળ ઇન્દ્રિયોથી ન થાય તો નવાઇ જેવું નથી.

આમ છતાં આપણી અક્કલ શું કરે છે? અક્કલ એટલું તો જ્ઞાની અજ્ઞાનીને કહે છે જ કે "તું છું. જગત છે અને પ્રભુ છે." મનુષ્યનો આત્મા પ્રભુ પાસેથી પ્રેરણા મેળવી શકે છે અને વિવેક શક્તિથી આપણો ઉચ્ચમાં ઉચ્ચ વિકાસ થાય છે.

નીતિ વિષે બાલફર એમ માને છે કે કૃતજ્ઞતા, સાચો પ્રેમ અને ઉચ્ચ પ્રકારનો સ્વાર્થત્યાગ એ તો દૈવિ ગુણો છે. સંસાર જોડે લડી લડીને જીવન ટકાવવા માટે જે ગુણોની આવશ્યકતા હોય એમાંના આ ગુણો નથી. પ્રભુમાંથી એ ગુણો નીકળ્યા છે. અને પ્રભુ પ્રાપ્તિમાં જ એનો અંત આવવો જોઇએ.

સૌન્દર્ય ગ્રાહક શક્તિ, આપણામાં ગુપ્ત પણે રહેલી છે એનું કારણ પણ સ્થૂળ નથી. કોઈ વિરલ ક્ષણોએ, સુંદર વસ્તુઓ જોઇને, આપણી લાગણીઓ હાલી ઊઠી હોય એવા દિવસો સંભારો! સૌન્દર્યમાં આપણે તલ્લીન બની ગયા હોઇએ છીએ, એટલું જ નહિ પણ એવી ક્ષણોએ ઇન્દ્રિયોથી પણ પર અને તર્ક વિતર્કથી પણ ઊંચે, કોઇ સ્વર્ગીય સૃષ્ટિ સાથે આપણો યોગ થયો હોય છે.

આપણે માનવું જ જોઇએ કે ક્યાંક, પ્રભુને માટે, નિત્ય સૌન્દર્ય ની ઝલક શોભી રહી છે. સૃષ્ટિ સૌન્દર્યમાં અને કલા દ્વારા એ સૌન્દર્યની ક્વચિત્ ક્વચિત્ આપણા સૌના સૌના ગજા પ્રમાણે આપણને ઝાંખી થાય છે.

મનુષ્યસ્વભાવમાં જે કંઈ દૈવિશક્તિ છે; એનામાં જે કંઇ જ્ઞાન, ભલાઇ કે સૌન્દર્ય છે એનો આધાર પ્રભુનું શરણુ છે.

પ્રભુ, સત્ય, સૌન્દર્ય અને કલ્યાણની બાજુએ છે. એ જ સૃષ્ટિના વિકાસ ક્રમને દોરી રહ્યો છે અને જે પ્રેરણા એની પાસેથી વહી રહી છે તે જ જ્ઞાનને, સૌન્દર્યથી ઉપજતા આનંદને અને પ્રેમને પ્રદિપ્ત રાખે છે.

જે. વોર્ડ. પહેલાંના ચેતનવાદીઓના જેવા જ વિચાર ધરાવે છે. એ કહે છે કે જગતનો જે સાચો અનુભવ આપણે કરી રહ્યા છીએ એનો અર્થ એ નથી કે જગત જુદું અને આપણે જુદાં. આપણે જેમ આપણો પોતાનો અનુભવ કરીએ છીએ એમાં આપણે બે નથી પણ એક જ છીએ તે રીતે આપણે જગતનો પણ અનુભવ કરી શકીએ, આથી ચેતન અને જડ, પુરુષ અને પ્રકૃત્તિ એ બે જુદાં [ દ્વૈત ] એમ કંઇ છે નહિ. એતો જોડાયલાં [ અદ્વૈત ]જ છે.

ડબ્લ્યુ. આર. સોરલીએ. તત્ત્વજ્ઞાનના જાતિશાસ્ત્ર વિભાગ ઉપર વધારે ધ્યાન આપ્યું છે. ઇન્દ્રિય જ્ઞાન જેટલું જ મહત્વ એ સત્ય, સૌન્દર્ય અને કલ્યાણ જેવાં સનાતન સત્યોના આપણા અનુભવોને મહત્વ આપવા આગ્રહ કરે છે. સત્યનો, સૌન્દર્યનો અને કલ્યાણનો જે અનુભવ આપણે સત્ય પામીને, સૌન્દર્ય જીવનમાં ઉપજાવીને અને પ્રેમથી પ્રેરાઇ કે કર્ત્તવ્યથી પ્રેરાઈ જે કંઇ ભલાઈ કેળવીને મેળવ્યો હોય છે. તે જેવો તેવો નથી. સત્ય માર્ગને અનુસરનાર અસત્યને માર્ગે લાખ્ખો રૂપિયા મળતા હોય તો પણ એને લાત મારે છે.

આરોગ્ય, શિયળ [ સદાચાર ] અને જ્ઞાનથી મનુષ્ય પોતાનું સૌન્દર્ય વધારે છે. રોગ, દુરાચાર કે અજ્ઞાન અવસ્થા એવા માણસને સ્વભાવથી જ મલિન લાગશે; અને ગમે એટલી સત્તા કે ધન દોલતના બદલામાં ભલો ભલાઇ પણ કદાપિ છોડશે નહિ એ તો આપણે આંકડો દાખલાઓમાં જોયું છે. સત્ય, નીતિ અને સદ્‌ગુણ જેણે જીવનમાં અનુભવ્યાં છે તેણે જ જગતનો સાચો અનુભવ કર્યો છે. આમ પોતાનામાં ખીલવેલાં સત્ય પ્રેમ અને સૌન્દર્ય અને જ્ઞાન તથા ભલમનસાઇનું અનુભવજ્ઞાન એ સાચું જ્ઞાન છે. એ જેણે મેળવ્યું છે તે મીરાંબાઇની માફક ઉચ્ચ આનંદના ઉદગાર કહાડી શકે છે કે.

"પાયોજી મેંને રામ રતન ધન પાયો."

વ્યાવહારિક જગત જેમ કુદરતી નિયમસર ચાલે છે તેમ નૈતિક જગત સત્ય, સૌન્દર્ય અને કલ્યાણના નિયમોથી ચાલે છે. સંસાર જેવો છે, એને જડ નહિ પણ ચેતનમય માની આપણે જીવનમાં વ્યાવહારિક અને નૈતિક નિયમોનો મધુર મેળ મેળવવો જોઇએ. જગતમાં પરમચેતન અથવા પ્રભુ છે. આપણાં મર્યાદિત મનો અને સંસારનું અસ્તિત્વ પ્રભુને અવલંબીને રહ્યાં છે.

સત્ય સૌન્દર્ય અને કલ્યાણને બનાવનાર પરમેશ્વર છે. આપણામાં એ ગુણો પ્રભુ પાસેથી આવેલા છે. પ્રભુની ઇચ્છા છે કે આપણે એ ગુણોને ભોગવીએ.

એ. ઈ. ટેલર. નીતિ અને ધર્મ વિચારમાં ઊંડો ઉતરેલો તત્ત્વજ્ઞ છે. વિજ્ઞાનના બુદ્ધિગમ્ય વિચારોને એ ધાર્મિક અને નૈતિક જીવન સાથે એક રસ કરવા મથે છે.

વિશ્વ, જે ભૌતિક નિયમોને અનુસરીને ચાલે છે તે નિયમો

ઇન્દ્રિયગમ્ય હોવાથી આપણે ખરા માનવા જોઇએ પણ તે જ મુજબ ઇતિહાસ, નીતિ અને ધર્મમાંથી જે સાર નીકળે છે તે પણ ખરો માન્યાવગર ચાલે એમ નથી. તેમ છતાં જે તત્ત્વજ્ઞાન જગતમાં બનતા બનાવો અને જોવામાં આવતી વસ્તુઓનાં બધાં રહસ્યોનો પૂરેપુરો ખુલાસો કરવાનો દાવો કરે તે તરફ એ, શંકાની નજરથી જુવે છે. અર્થાત મનુષ્યજ્ઞાન અપૂર્ણ છે અને જગતના કે ચેતનસૃષ્ટિનાં બધાં રહસ્યો આપણે પૂરેપુરાં જાણી શકીએ એ અશક્ય છે. ઇન્દ્રિયોથી, તર્ક વિતર્કથી અને લાગણીઓ તથા પ્રેરણાથી આપણે ઘણું સમજવા અને અનુભવવા ભાગ્યશાળી થઇએ છીએ તેમ છતાં ઘણું ગૂઢ અને ગહન, જાણવાનું બાકી રહે છે.

વિજ્ઞાન જેમ અજીવોમાં કર્મની સ્વતંત્રતાનો સ્વીકાર કરે છે તેમ નીતિક્ષેત્રમાં પણ મનુષ્યને પોતાનાં કર્મ કરવા સ્વતંત્રતા મળેલી છે. આધ્યાત્મિક જીવનમાં આત્મા પરમાત્માના અસ્તિત્વનો આપણને જે અનુભવ થાય છે એ મુદ્દાની વાત છે. એ અનુભવ કાલ્પનિક કે અસત્ય માની શકાય એમ નથી. જ્ઞાનના બીજા વિષયો જેવો અનુભવ સત્ય છે તેવો જ ઇશ્વર વિષેનો આપણો અનુભવ સત્ય છે.

ઇશ્વરનું પરમપૂજ્ય સ્વરૂપ આપણે પોતપોતાનાં અંતઃકરણમાં કોઇને કોઈ વખતે અનુભવ્યું હોય છે. પ્રભુના દર્શનના આપણે પોતે સાક્ષી છીએ. એનો પાકો નિશ્ચય આપણા મનમાં પણ એટલો બધો સબળ હોય છે કે વૃક્ષો, નદીઓ, પ્રાણી અને વીર પુરુષો અને માણસ જેવાં ગુણવાળા પ્રભુના મૂર્ત સ્વરૂપો કલ્પી કલ્પી આપણે સબળ આધાર આપી શકે એવા સચ્ચિદાનંદ, નિત્ય, અજર અને અમર સગુણ પરમેશ્વરને પૂજતા થઈ ગયા છીએ.

આ પ્રમાણે ટેલરનું તત્ત્વજ્ઞાન એકેશ્વરવાદી છે. તમામ સચરા

ચર સૃષ્ટિ એક ઈશ્વરમાંથી ઉદ્ભવી છે અને એનેજ આધારે ઉત્પત્તિ સ્થિતિ અને લયથી ચાલ્યાં કરે છે. પ્રભુ પોતે પૂર્ણ છે અને આપણી પૂજા ભકિતને યોગ્ય છે. મહાન પુરુષના જીવનમાં જે પૂર્ણપણે વિકસેલા આત્માનું આપણે દર્શન કરી શકીએ છીએ તે જ આધારે આપણે પ્રભુ કેવા હશે તેનો ખ્યાલ કરી શકીએ છીએ.

તું નીતિ માર્ગે કંઈ પણ આગળ વધ્યો હોય એ જો ખરું હોય તો કાળ ખરો માનવો પડશે. કર્તા ખરો માનવો પડશે અને ઈચ્છા સ્વાતંત્ર્ય પણ ખરું માનવું પડશે. આ જીવનના, પહેલાં આત્મા હતો અને મરણ પછી રહેવાનો એ પણ જો કર્ત્તા ખરો માન્યો તો પછી માન્યા વગર છૂટકો નથી. નીતિ માર્ગે જતાં સંસારની વાસનાઓ અને પ્રભુમય જીવનનો આનંદ એ બેની વચ્ચે ખેંચાખેચ થાય છે. અને એ ખેંચાખેચમાં ચંચળ મનોવૃત્તિના અને જડ સ્વભાવના ધક્કા મુક્કા ખાધા પછી, આખરે વિવેકની દોરવણી પ્રમાણે ચાલીએ છીએ ત્યારે ફત્તેહ થાય છે.

આત્મોન્નાતનો માર્ગ અજીવ અવસ્થામાં હતા ત્યારથી શરૂ થાય છે અને પરમાત્મા સાથે યોગ પામીએ ત્યાં સુધી ચાલે છે. આપણું પરમ કલ્યાણ ઇશ્વર સાનિધ્યમાં જ રહેલું છે.

નૈતિક જીવન આમ બે રીતે લાભદાયક છે. એનાથી ઈશ્વર ઉપરની શ્રદ્ધા સિદ્ધ થાય છે અને આપણું પરમ કલ્યાણ ઈશ્વર સાથેના યોગથી જ સિદ્ધ થવાનું છે એ નિશ્ચયથી આપણે એ માર્ગે આપણું ભાવિ નિર્માણ કરીએ છીએ.

આમ ટેલરનું તત્વજ્ઞાન ધર્મ વિચારમાંથી ઉદ્ભવે છે અને ધર્મ વિચારમાં જ સમાપ્ત થાય છે. પ્રભુ વિષેના એના સાંપ્રદાયિક સિદ્ધાંત નીચે પ્રમાણે છે. [૧] ઇશ્વર સૃષ્ટિને ઉત્પન્ન કરનાર સહાય કરનાર

અને પવિત્ર કરનાર છે. [૨] એ મનુષ્યોનો આશક છે [૩] પ્રભુની પ્રવૃત્તિ મુખ્યત્વે કરીને પોતાની તરફના સદેશા ચલાવ્યા કરવાની છે.

સંસારમાંનું આપણું જીવન ઉમેદવાર જેવું છે. ચારિત્ર્યનું ઘડતર આપણે અહીં કરવાનું છે. એનો પૂર્ણ વિકાસથયે આપણે પરલોકમાં જઈશું ત્યાં ચારિત્ર્ય વિકાસ તો પૂરો થયો હશે પણ આત્મ વિકાસની પ્રવૃત્તિ ચાલ્યા કરશે આમ આત્માનાં ભવિષ્ય ભાખવાની હિંમત પણ ટેલર કરે છે. એમનાં પુસ્તકોમાંથી નીચેનાં ત્રણ પુસ્તકો ઉત્તમ ગણાય છે,

ચારિત્ર્યનો પ્રશ્ન.

ધર્મનાં મૂળતત્ત્વો.

એક નીતિમાર્ગીનો વિશ્વાસ.

એન. ઓ. લોસ્કી, રશિયાનો તત્ત્વજ્ઞાની છે. જ્ઞાનને પ્રેરણાત્મક માને છે અને જગતને ચેતનમય માને છે.

આપણા જ્ઞાનના પ્રથમ દર્શને જે સંસ્કાર પડે છે તે ઉપર પાયો બંધાય છે. વસ્તુ માત્ર આપણે સીધે સીધી જ સમજી લઈએ છીએ. તેમ છતાં પ્રથમ દર્શનથી, થતી અસર અથવા પ્રેરણા એ કંઈ બધું જ્ઞાન નથી. ચેતનમાં જગતના પદાર્થો ઇન્દ્રિયો દ્વારા પૂર્ણ પણે પ્રવેશ કરે છે તેજ વખતે પદાર્થો પદાર્થો વચ્ચેના સંબંધો અને ગ્રહણ થતા પદાર્થનો જગત સાથે સંબંધ એ બધું આપણે તુરત તો જાણીએ છીએ તેમ છતાં જાણનાર અથવા ચેતન તત્ત્વે પછીથી વિવેક શકિત વાપરવી પડે છે. વિવેકથી જ્ઞેય પદાર્થને [જાણવાની ચીજોને] યથાયોગ્યપણે ગોઠવવાં પડે છે. એ પૂરું જ્ઞાન કહી શકાય.

ચેતન અથવા મન પોતે, જ્ઞેય પદાર્થને રચતુ નથી. ઘડતું નથી

માત્ર ગોઠવે છે. જગતના પદાર્થોને બનાવોને અને એમના સંબંધોને બરાબર સમજી એનો સાર શો એટલું વિચારવાનું કામ મનનું છે.

ભૌતિક ક્રિયાઓ યાંત્રિક તો હોતી જ નથી. પણ હંમેશાં પુરુષ અને પ્રકૃતિના મિશ્ર ધર્મ વાળી હોય છે. એને "મનો ભૌતિક" Psyco Physical કહી શકાય. મનો ભૌતિક હોવાથી એ હેતુ વાળી, ઉદ્દેશ પૂર્ણ હોય છે; જો કે બધી ક્રિયાઓ હમેશાં શું કરીએ છીએ તેના ભાનવાળી નથી હોતી. અજાણતાં એ કર્મ કરે છે અને હેતુ આપોઆપ સધાય છે.

સજીવ સૃષ્ટિ અને એના વ્યવહારમાં લોસ્કી એરીસ્ટોટલ અને ડ્રીશની માફક જીવો જુદાં કર્મ કરનાર છે એમ માને છે. લોસ્કી જીવને ભૌતિક તત્ત્વોનું એક બળ અથવા એક શક્તિ જેવું નહિ માનતાં, જુદુ ચેતન તત્ત્વ માને છે. જીવનું કાર્ય દેહની પાસે નવાં નવાં સર્જન કરાવવાનું છે. એને આપેલા હુકમો પ્રમાણે દેહને ચાલવાનું હોય છે. જીવ એ પોતે દેહનો દાસ નથી.

જગતને પણ દેહનું જ દૃષ્ટાંત લાગુ પડે છે. પિંડે તેવું જ બ્રહ્માંડે સમજવું. આખું જગત અવયવ અવયવી ભાવથી એક મોટા દેહ જેવું જ સમગ્ર સજીવ છે. દેહમાં જેમ જીવ અથવા આત્મા છે તેમ જગતમાં પરમાત્મા છે. દેહનો નિયામક આત્મા છે ને જગતનો પરમાત્મા છે. પોતાની ફિલસૂફીને એ જ સજીવ મનોભૌતિક સત્ય કહે છે પરંતુ દ્વૈત અને અદ્વૈતની વચ્ચે એ ઝોલા ખાય છે એમાં શક નથી.

ઓગણીસમી સદીના પાછલા ભાગમાં અને વીસમીની શરૂઆતમાં જર્મનીમાં તત્ત્વજ્ઞાનની એક નવી હીલચાલ ચાલી હતી એ બધા પ્રશંસકો હતા. એ લીબમેન [૧૮૪૦ થી ૧૯૧૨ સુધી]

"કેન્ટને માર્ગે પાછા ચાલો" એવી બૂમ ઉઠાવનારાઓમાં મુખ્ય તત્ત્વજ્ઞાની થઈ ગયો. એ બધા "નવા કેન્ટ તત્ત્વજ્ઞાનીઓ" કહેવાય છે.

એમના કહેવાનો સાર એ છે કે મનુષ્યનું જ્ઞાન નિરપેક્ષ હોતું જ નથી. સાપેક્ષ જ્ઞાનનો જ એ અધિકારી છે. ઇન્દ્રિય જન્ય જ્ઞાન પણ વસ્તુના મૂળ સુધી પહોંચતું નથી. આપણા સંબંધમાં વસ્તુનો જેટલો ભાગ આવે અને એક વસ્તુનો બીજી વસ્તુ જોડેનો જેટલો સંબંધ આપણે જાણી શકીએ છીએ એટલાને જ આપણે સત્ય માનીએ છીએ. [Being in it-self] વસ્તુનું પૂરેપૂરું જ્ઞાન આપણને કદાપિ મળતું જ નથી.

અનુભવ જ્ઞાન પણ એવા જ સાપેક્ષ પ્રકારનું છે. જેવા આપણા વિચારો અને અભિપ્રાયો તે મુજબ આપણું જગત રચાય છે. મનોવૃત્તિઓનો રંગ, જગત વિષેના આપણા ખ્યાલોને લાગ્યા વગર રહેતો નથી. કમળાવાળાને જગત પીળું દેખાય છે એમ કહેવાય છે તે તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં અક્ષરશઃ ખરું છે.

બીજા એ જ માર્ગના જર્મન તત્ત્વજ્ઞાની એચ. કોહન, ૧૯૧૮ સુધી હયાત હતા. એ ગણિત અને વિજ્ઞાનનાં સત્યો ઉપરથી જ ચેતનવાદને માર્ગે તત્ત્વજ્ઞાન રચવા આગ્રહ કરે છે. જડ જગતનાં મૂળ બંધારણમાં આવેલાં "વિદ્યુતઅણુઓ" જગતનો માનસિક ખ્યાલ કરવા બહુ જ ઉપયોગી નીવડયાં છે એમ એમનું કહેવું છે.

જગતનું સત્ય સ્વરૂપ આપણને "આપવામાં આવતું નથી." [not given]: ઇન્દ્રિયો દ્વારા જુઓ કે પ્રેરણા મારફતે મેળવો પણ બન્ને માર્ગે આપણા જ વિચારોથી આપણે એનું સ્વરૂપ ઉપજાવીએ છીએ. [જાણનાર] જ્ઞાતા એજ મુખ્ય છે જ્ઞેય [જાણવાની વસ્તુ] મુખ્ય નથી. આપણામાં રહેલો પુરુષ ચેતન તત્ત્વ, સ્થળ,

કાળ, કાર્ય કારણના સંબંધો એ બધાંની મદદ વડે જ્ઞેયનું જ્ઞાન મેળવે છે. કેન્ટના ન્યાયશાસ્ત્રનો એ જ સાર છે. પરંતુ કેન્ટના "ન્યાયશાસ્ત્ર" ઉપર થોડો સુધારો કરીને કોહને, સાપેક્ષ ચૈતન્યવાદ નામનું પોતાનું ન્યાયશાસ્ત્ર રચ્યું છે. કેન્ટ સૌન્દર્ય ગ્રાહક શક્તિને મુખ્ય ગણવા કહેતો તેની કેન્ટ ના પાડે છે એ કહે છે કે સૌન્દર્ય ગ્રાહક શક્તિ અથવા રસવૃત્તિ એ પણ સાપેક્ષ સત્ય જ મેળવી શકે છે.

વિન્ડલ બેન્ડ[૧૮૪૯ થી ૧૯૧૫]તત્ત્વજ્ઞાનીઓ, પોતાના સિદ્ધાંતો વિજ્ઞાન પરથી રચે છે તેને એકતરફી ગણે છે. એમનું કહેવું એમ છે કે મનુષ્ય સંસ્કૃતિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનું જ્ઞાન ઇતિહાસના અભ્યાસથી થાય છે માટે તત્ત્વજ્ઞાનીઓએ, જ્ઞાનનું તત્ત્વ પકડતા પહેલાં, ઇતિહાસનો ચેતનના વૈભવોની સમજ લેવા માટે ખાસ અભ્યાસ કરવો જોઇએ. ઇતિહાસને જ્ઞેય વસ્તુ જેવો ગણી શાસ્ત્રીય દૃષ્ટિથી એનો અભ્યાસ થાય તો જ ખરું તત્ત્વજ્ઞાન રચી શકાશે. વિજ્ઞાન અવલોકનનો વિષય છે. પણ ઇતિહાસ એ અનુભવનો વિષય છે. તત્ત્વજ્ઞાનના ઘણા ગૂઢ પ્રશ્નો ઇતિહાસના શાસ્ત્રીય અભ્યાસથી ઉકલી જશે. વિજ્ઞાનથી નિયમો અને કાર્યક્રમ સમજાય છે પણ ઇતિહાસથી મનુષ્ય વ્યક્તિઓના નમૂના જોવા મળશે. સંસારના મુખ્ય મુખ્ય બનાવો સામે અમુક અમુક વ્યક્તિઓએ, કેવા માર્ગ લીધા એની તમામ વિગતો ઇતિહાસમાંથી મળતાં, ચેતન જગતનાં ગૂઢતત્ત્વો આપણે મેળવી શકીશું.

સામાન્ય દિક્કાળથી અબાધિત એવા જગતના જ્ઞાન કરતાં સંજોગોને વશ વ્યક્તિગત. કર્મનું જ્ઞાન વધારે ઉપયોગી થઇ પડશે.

ઘણાનું એમ ધાર્યું છે કે ઇતિહાસનો તત્ત્વજ્ઞાનને માટે જ ઉપયોગ છે તે તો માનસશાસ્ત્ર પૂરતો અને માનસશાસ્ત્ર તો વિજ્ઞાનમાં તત્ત્વજ્ઞાનીઓએ ક્યારનું એ ગણ્યું છે. પણ આનો જવાબ વિન્ડલબેન્ડ

એવો આપે છે કે માનસશાસ્ત્ર સરાસરી મનોવ્યાપારના સામાન્ય નિયમો જ ખરા માને પરંતુ અસાધારણ વ્યક્તિઓનાં પ્રેરણાત્મક જ્ઞાન અને એમણે પોતાનાં ચારિત્ર્યના ઊંડી દષ્ટિથી કરેલા નિયમો; એ તો એક જીવનકળાનો વિષય છે. વિજ્ઞાનનો નથી જ. એ ભણાય એમ નથી કે શીખવાય એમ નથી. દષ્ટાંતથી જ સમજાય.

મનુષ્ય જીવનમાં જે અમૂલ્ય લાગે છે અને રસ ઉત્પન્ન કરે છે તે તો કોઇ ભક્ત, વીર કે દાતા; કવિ, કલાકાર કે જ્ઞાની; એમાંના તમામ કે એકાદનાં જીવન ચરિત્રમાંથી મળે છે તે; આથી ઇતિહાસ એ ક્ષણભંગુર મૃત્યુલોકના બનાવોની નોંધ નથી પરંતુ એમાંએ અમરતાનાં સ્થાઇ તત્ત્વો ભર્યાં છે.

બુદ્ધિ, નીતિ કે રસવૃત્તિથી પ્રાપ્ત થતા, જ્ઞાન, ચારિત્ર્ય કે સૌન્દર્યના ઘણા ગુણોનો મનુષ્યોએ પોતાના જીવનમાં વિકાસ કરેલો આપણને ઇતિહાસમાંથી મળે છે. ઇતિહાસમાંથી જ કેવા કેવા આદર્શોને મહાનપુરુષોએ સેવ્યા હતા તે આપણે જાણી શકીએ છીએ. એમાંથી આપણે પણ ઉચ્ચ જીવનના માર્ગો જાણીને અનુસરી શકીશું. એમ કરવામાં માનસશાસ્ત્રના કોઈ નિયમોનું ઉલ્લંઘન થતું નથી. પરંતુ ઉલટાં એ આદર્શો મનોવ્યાપાર પર અદ્ભુત અસર કરે છે. સંસારમાં આપણી જવાબદારીઓ અને કર્ત્તવ્યો કેવાં છે એ સમજાવવાનું કામ જો તત્ત્વજ્ઞાનનું હોય તો ઐતિહાસિક મહાનુભાવોના જીવનોમાંથી એ ખૂબ મળશે. કેળવણી કેવી હોવી જોઇએ અને આત્મપરીક્ષાની આત્મવિકાસ માટે કેટલી જરૂર છે એ બધું ઇતિહાસને શાસ્ત્રીય કરવાથી આપણને મળશે.

પ્રભુ એટલે સત્ય, સૌન્દર્ય અને શિવ. એને જુદો ગણવાથી વિશ્વમાં બે તત્ત્વો થતાં હોય તો છો થતાં. વિન્ડલએન્ડને દ્વૈતનો વાંધો નથી. એવા દ્વૈતથી તો મનુષ્યોને પ્રભુતા પ્રાપ્ત કરવાની હોંશ

વધે છે એમ એમનું માનવું છે. આપણે પણ, એવી પ્રભુતા મેળવવા, જ્ઞાની, ચારિત્ર્યશીલ [ સુંદર ] અને ભલા થવું પડશે; અને એ જ ઇષ્ટ છે.

આર. યુકેન, [૧૮૪૬ થી ૧૯૨૬] આધ્યાત્મિક જીવન વિષે અસરકારક વિવેચક છે. ખ્રિસ્તી ધર્મના કેટલાક સાંપ્રદાયિક વિચારો શુદ્ધ કરીને એણે શુદ્ધ ભક્તિમાર્ગ તત્ત્વજ્ઞાનમાં ઉતાર્યો છે. પ્રભુમય જીવન જીવવાથી જ આપણે પરમ સત્ય પામીશું અને સૃષ્ટિનું ખરું જ્ઞાન પણ એ રીતે જ મળશે એવો એમના સિદ્ધાંતોનો ભાવાર્થ છે.

કુદરતમાં ભગવાન પ્રસરી રહેલા છે અને સૃષ્ટિ સૌન્દર્યમાં એનાં દર્શન કરવાથી એના ઉપરને એક જ પગથિયે બ્રહ્મનો યોગ થશે. પરંતુ બ્રહ્મનો યોગ કરીને સમાધી ચડાવીને બેસી રહેવું ના જોઇએ. પ્રભુનો યોગ થયો એટલે ગંગા ન્હાયા એમ સમજી જીવનની સમાપ્તિ કરવાની નથી. વધારે વિશાળ ક્ષેત્રમાં અને ઉંડાણથી વધારે સારું જીવીને જીવનલીલાનો આપણે વિસ્તાર કરવો જોઇએ. સાધુ જીવનની કોઇ ગુપ્ત પ્રેરણાથી પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. આપણે એવા સાધુભક્ત બનવું જોઇએ. અને પછી સમાજની પ્રગતિના કાર્યમાં આપણે પ્રવૃત્તિ કરવી જોઇએ. *

---

* વિજ્ઞાનના ક્ષેત્રમાં જે ઊંડી પ્રેરણાથી શોધખોળો થાય છે. તે આવી જ સાધુ ભાવનામાંથી ઉદ્દભવી શકે: કલાનાં તાજમહાલ જેવાં મકાનો નો ઉદ્દભવ અને નટ્રરાજના જેવી મૂર્ત્તિઓનાં ઘડતર આવા પ્રેમી ભકતોનાં હૃદય મંથનમાંથી થાય છે. પ્રભુનો મહિમા વધારવાના ઉદ્દેશથી આવાજ સાધુઓ જંગલી પશુઓ જેવું જીવન ગાળનારી પછાત કોમોને ભણાવી ગણાવી માણસાઈમાં લાવી રહ્યા છે. બીજા વળી દુઃખી માંદાં માણસોને માટે ધર્માદા દવાખાનાં ચલાવે છે. અને ગુન્હેગારોને આબરૂદાર રીતે રહેતાં શીખવે છે; કોઈ અનાથાશ્રમો ચલાવે છે. રક્તપિતિયાને સુખ શાંતિ આપવા પ્રયત્નો [ જુઓ પૃષ્ટ ૮૦ ]

યુકેનનું એમ કહેવું છે કે ખરા ધાર્મિક પુરુષોએ ઉપર મુજબની કોઇ પ્રવૃત્તિઓમાં પડી વધારે ને વધારે આત્મ સુખના લ્હાવા લેવા જોઇએ.

સત્ય જ્ઞાન મનુષ્યોથી ઉત્પન્ન કરાતું નથી. એતો પ્રભુમાં રહેલું છે. એને પામવા આપણે ભક્તિ, શ્રવણ મનન, વાંચન ઇત્યાદિ કરવાં જોઇએ અને નિષ્કામ કર્મ યોગ સાધવો જોઇએ.

સાચો કર્મયોગી, ધ્યાની કરતાં પણ ઉચ્ચ દશા ભોગવે છે. એની બુદ્ધિનાં અને હૃદયનાં સાધન વધારે તીવ્ર અને તેજસ્વી બને છે. એનામાં અમૂલ્ય ગુણો ખીલી ઊઠે છે. નીતિ, વિવેક, સમજશક્તિ, રસિકતા, પ્રેમ, ધૈર્ય ઇત્યાદિ હરહમેશ એને સક્રિય રાખવાં પડે છે અને જેમ વધારે વપરાય છે તેમ એ વધારે સારાં થતાં જાય છે.

આવા ભક્તો, સંસારને અસાર ગણતા નથી. જગતને જૂઠું કે ઠગારુ ગણી એનો એ તિરસ્કાર નથી કરતા. જગતની રચનાના નિયમોમાં એ પ્રભુનો હાથ પ્રત્યક્ષ જુવે છે. બધે ચેતનનો પ્રભાવ એમને ઉછળી રહેતો લાગે છે. કુદરતના નિયમોમાં ઘણી બુદ્ધિ વપરાયેલી હોય એમ એમને લાગે છે. સંસારના બનાવોના સંબંધમાં મધુરતા પ્રસરેલી છે એવો એમને અનુભવ થાય છે. જડમાં

---

કરે છે. આ સિવાય જીવનભર મજૂરી ને ખેતીમાં જ અવતાર ગાળીનાખનાર આપણા નેવું ટકા લોકોને અન્યાયી સમાજ વ્યવસ્થાનું ભાન કરાવનાર સાચા સમાજ સેવકો પણ પ્રભુનાં ખરાં દર્શન પામ્યા છે એમ સમજવું. ભક્તો, યોગીઓ અને જ્ઞાનીઓ નિવૃત્તિમાં આત્મ સુખ એકલા ભોગવ્યા કરે એ સમાજના અજાણતાં દ્રોહી બને છે. રાજ્ય વ્યવસ્થાને પણ મૂળમાંથી હલાવનાર ક્રાંતિકારી રાજ્યદ્વારી પુરુષો હૃદયનો સાચો સંન્યાસ પામ્યા હોય તો જ ફત્તેહ મેળવે છે અને પ્રજા સમસ્તને વ્યક્તિ સ્વાતંત્ર્યમાં રહેલી મહત્તાનું ભાન કરાવી આખા દેશનો ઉદ્ધાર કરે છે. [હરિપ્રસાદ. વ્ર. દેસાઇ.]

ગતિનાં, ગતિમાંથી વનસ્પતિનાં અને વનસ્પતિમાંથી પ્રાણી સૃષ્ટિના ઉત્તરોત્તર વિકાસ પામતાં રૂપોમાંથી વિશ્વનો વિકાસ ક્રમ જોઇ જ્ઞાની ભક્તો પ્રભુની તાલમયતા જુવે છે અને એમાં તલ્લીન થાય છે. મનુષ્યમાં પણ એ જ ચેતન સ્ફુરતું જણાય છે. મન એ પ્રકૃતિમાંથી ઉદ્‌ભવ્યું હશે પરંતુ આત્માનું તો આ સાધન છે. એ આત્માની મહત્તા ઇતિહાસમાંથી અને મહાન પુરુષોનાં જીવનમાંથી મેળવવી જોઇએ.

આપણો આખો દેહ પ્રભુમાં પરોવવાથી—પ્રભુના શરીરમાં આપણું શરીર જાણે મેળવી દઇને આત્મ પરમાત્મ ઐક્યનો આપણે અનુભવ કરી શકીશું. આમ જીવનને નિવેદિત કરાશે—પ્રભુની સેવામાં આપણે આપણા જીવનને કૃષ્ણાપર્ણ કર્યું હશે તો એવી ભક્તિથી આપણને પૂર્ણ જ્ઞાન થશે.

વિજ્ઞાનનું અવલોકન, વાંચન, સ્વાધ્યાય અને સમાજની ઉપર મુજબની સેવાથી તથા સાયુજ્જ ભક્તિથી આપણે જીવનને કૃતાર્થ કરવું જોઇએ.

આવા તાત્વિક અને ધાર્મિક ઉપદેશક બની યુકેને, પોતાના જડવાદી જમાનાને જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો. ઉપરચોટિયાં સુખો પછાડી ફાંફાં મારવાં મિથ્યા છે એમ એણે એમને જણાવ્યું. અને આધુનિક સંસ્કૃતિમાં ઉછરેલાં, ક્ષુલ્લક કેળવણી પામેલાં યુવક યુવતીને એણે જીવનનાં ઉંડાણ જોવાની અને આધ્યાત્મિક બનવાની ભલામણ કરી.

એ કહેતો કે મનુષ્ય જીવન આમ તો છેક પોલુ છે. એમાં કશો અર્થ નથી. પરંતુ ધર્મ એમાં ભળે તો પૃથ્વીપર સ્વર્ગ ઉતારી શકાય એમાં શક નથી. પછી તો એની ઉચ્ચતા અને દિવ્યતા અદ્‌ભુત બને છે.

" એનાં પુસ્તકોમાં મનુષ્ય જીવનનો પ્રશ્ન. "

[ Problem of Human life. ]

એનું ૧૯૦૯ માં ઈંગ્રેજી ભાષામાં ભાષાંતર થયેલું છે.

હુઝરેલ, " ફીનોમીનોલોજી " નામની તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં એક હિલચાલ શરૂ કરી. એમાં જ્ઞાતા અને જ્ઞેયનો નીચે મુજબ સંબંધ દર્શાવવામાં આવે છેઃ–

મનની ચેતના અથવા જાગ્રત અવસ્થાને બે છેડા છે. એક જ્ઞાતાનો છેડો અને બીજો જ્ઞેયનો છેડો, ચેતનની ક્રિયા જાગ્રત અવસ્થામાં જગતના પદાર્થો અને બીનાઓ ઉપર લાગુ રહે છે. અને તેથી જગત અને ચેતન વચ્ચે અથવા જ્ઞાતા અને જ્ઞેય વચ્ચે સંબંધ છે. ભાન થવું, વિચાર ચાલવા, આદરભાવ ઉત્પન્ન થવો ઇત્યાદિ એ મન અથવા ચેતન અથવા જ્ઞાતાનું કામ છે. અને જ્ઞેય અથવા જગતમાં ઘણી જાતના પદાર્થો અને એમના અરસ્પરસ સંબંધોનું અસ્તિત્વ હોય છે. એ બધામાં કેટલાક સર્વસામાન્ય નિયમો પ્રવર્તે છે કેટલાક ખાસ નિયમો પ્રવર્તે છે. ખાસ નિયમોને લીધે આપણને જગતમાં સત્ય, સૌન્દર્ય, પ્રેમ અને કલ્યાણ મયતાનું અસ્તિત્વ લાગે છે. જ્ઞાતા જ્યારે જ્ઞેયને અનુભવે છે ત્યારે એ બંનેના યોગથી જગતને અનુભવવાની ક્રિયામાંથી–આપણે સત્ય, જીવનમાં ઉતારી શકીએ છીએ. સૌન્દર્ય, જીવનમાં ઉતારી શકીએ છીએ, પ્રેમ જીવનમાં ઉતારી શકીએ છીએ અને કલ્યાણ કરવાની વૃત્તિ, પણ જીવનમાં ઉતારી શકીએ છીએ. એટલું જ નહિ પણ આપણે આપણને પોતાને આ બધી ક્રિયાઓ અને અનુભવોમાંથી પસાર થતા જોઇ શકીએ છીએ. જ્ઞાતા કયું અને જ્ઞેય કયું એને તે વખતે આપણે ધારીએ તો કૌંશમાં ભેગાં મૂકી શકીએ.

આ અવલોકનની ક્રિયા જગતમાં ચેતનનો જે આપણે સંસારના અનુભવો વખતે યોગ કરીએ છીએ અથવા જ્ઞાતા રૂપે જ્ઞેયમાં ઓતપ્રોત થઇએ છીએ તેના કરતાં જુદી જાતનો છે. અથવા માનસશાસ્ત્રના નિયમ પ્રમાણે મન ઉપર અથવા ચેતનને મુખ્ય ગણીને આવી જાતની જાગ્રત અવસ્થાની ક્રિયાઓ જોવી જોઇએ એવી જે રીત છે તેના કરતાં પણ આ "ફીનોમીનોલોજી" એટલે જગત ચેતન વ્યાપારમીમાંસા જુદી છે. મનોવ્યાપારનું સીધું પૃથક્કરણ કરવાની અને એમાંથી જે તટસ્થ રીતે નીકળે તેનું જ વર્ણન કરવાની પદ્ધતિમાંથી આ તત્ત્વજ્ઞાનનો ઉદ્ભવ છે. આમાં પહેલાંથી માની લીધેલાં કોઇ પૂર્વગ્રહોને ધ્યાનમાંથી દૂર કરવાનાં છે. કૅન્ટના કરતાં પણ વધારે સીધી રીતે આમાં સારાસારનો વિવેક કરવાનો હતો. કેન્ટની "ક્રીટીકલ ફિલસૂફી"ની રીતમાં હઝરેલ સુધારો કરવા માગતો હતો.

પહેલી દષ્ટિએ હઝરેલની પદ્ધત્તિ વાસ્તવિક લાગે છે અને છતાં એમાં ચેતન અથવા આત્મ તત્ત્વને પૂરેપુરું સ્થાન છે.

આત્માના કે મનના અનુભવો કરતાં પ્રત્યક્ષ પદાર્થોના કે બીનાઓના અનુભવો આપણને વધારે સારી રીતે સમજાય છે એ ઉપર હઝરેલ ખાસ ભાર મૂકે છે. જગત આપણે તો માત્ર આપણી નજરે જેટલું ચડે છે એટલા જ ભાગનું જોઇ કે જાણી શકીએ છીએ. પરંતુ એને આપણે જોઇ કે જાણી શકીએ છીએ તેના કરતાં એ ઘણું મોટું છે એમાં શક નથી.

ચેતન જે ક્રિયાઓથી જગતને અનુભવે છે તે બંનેની એટલે ચેતનની અને જગતની જાત જુદી જુદી છે. પણ એ જાત જુદી એટલે માત્ર હલકા ભારેના જેવો, નાના મોટાના જેવો દરજ્જા અથવા ડીગ્રીનો જ ફેર સમજવો. મનનાં પોતાનાં કર્મ પણ મનમાં

જ્ઞેય, એટલે જાણવાના વિષય થઇ શકે છે. મનની અથવા ચેતનની બધી ક્રિયાઓ આપણે જેમ જગતને જોઇએ છીએ તે જ રીતે સમજી શકીએ છીએ.

ચેતન અથવા મન, જગતને સમજે છે તે પણ પૂરેપુરું તો સમજતું જ નથી માત્ર એનું શું શું ? [ whatness ] સમજે છે. એનું તત્ત્વ [ Thatness ] અથવા " તે તો " કંઇ સમજાતું નથી.

આમ હોવાથી ત્યારે આખરે, આપણા નસીબમાં જે સમજાય એટલું છે તે પ્રેરણાદ્વારા સમજવાનું રહ્યું; અને આપણી પ્રેરણા એટલે આપણાં પ્રારબ્ધ અને સંચિત કર્મો ઉપરથી જે પ્રાપ્ત થઇ હોય તે.

આ ઉપરથી ખરું અસ્તિત્ત્વ એટલે ચેતનદ્વારા જેટલું સમજાય છે એટલાને વિષે આપણે ખાત્રી બંધ કહી શકીએ. બીજાને વિષે આપણને કંઈ જ્ઞાન નથી.

જગતને તેમ છતાં, આપણા વ્યક્તિગત આત્મા જેટલું અસ્તિત્વ આપી શકે તેના કરતાં વધારે અસ્તિત્વ આપનાર પરમાત્મા છે. આપણે મનુષ્યો જોઈ શકીએ છીએ કે જાણી શકીએ છીએ. તેના કરતાં જગત ઘણું મોટું છે. પરમાત્માની દૃષ્ટિમાં તો જગત એ પણ જ્ઞેય રૂપ છે અને મનુષ્ય આત્માઓ પણ જ્ઞેય રૂપ. બંનેને એ સૃષ્ટિમાં એણે પોતે ધાર્યા હોય છે એવાં સ્વરૂપો રૂપે, અનુક્રમ મુજબ એ ગોઠવે છે. [ આપણા ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ વિચાર જેવું જ આમાં સમજાય છે. ]

છેવટે બધા આત્માઓ પરમાત્મામાં તો ભેગા છે અને પરમાત્મ તત્ત્વને હેગલે જેવું માન્યું છે તેવું જ હઝરેલ પણ માને છે.

બર્ગસન, વિજ્ઞાનના જડવાદ સામે ફ્રેંન્ચ તત્ત્વજ્ઞાનીઓએ જે જબરજસ્ત હિલચાલ શરૂ કરી તેમનો શિરોમણી છે. એ તો આખા વિશ્વને ચેતન સ્વરૂપ જ આપે છે. પણ એનો અર્થ એ નથી કે પ્રકૃતિ કે કુદરતના નિયમોને એ પૂરેપુરા ગણતો જ નથી. પ્રકૃતિને એ ક્ષણે ક્ષણે બદલાતી, ક્રિયામય, સ્વતંત્ર અને ક્ષણે ક્ષણે નવાં નવાં રૂપ લેતી જુવે છે. એની પ્રકૃતિ દિક્કાળને વશ છે અને પ્રભુ પ્રેરિત છે એમ માને છે.

પરમાત્મા તો જડપણ નથી અને ચેતન પણ નથી પણ એ બંનેનાં એટલે જડ અને ચેતનનાં મૂળ એનામાં અવ્યક્ત સ્વરૂપે રહ્યાં છે, એનામાં જડ છે પણ જડનાં નામ રૂપ નથી અને ચેતન છે પણ ચેતનના ગુણોત્કર્ષ નથી.

વિશ્વાત્મા–વિશ્વનું ચેતન તત્ત્વ, પ્રવૃત્ત, નવાં નવાં રૂપ લેતું અને ઉછળતાં, વ્હેતાં પાણી જેવું છે. અથાગ શક્તિથી, અનંતરૂપો એ લે છે. બર્ગસન એને મહાકાળ કહે છે [ Duration ] અને તેમ છતાં એ કંઈ સ્થિર નથી. ભૂતકાળમાંથી સતત વહેતો એ ભવિષ્ય તરફ ચાલ્યો જાય છે! આખો વખત ચાલતો ને ચાલતો હોય છે ને જેમ જેમ ભવિષ્ય તરફ એ વધે છે તેમ તેમ પોતાનું કદ વધારતો જાય છે.

મનુષ્ય જીવનમાં એ કાળરૂપ વિશ્વાત્માની અસર આપણે વધારેમાં વધારે જોઈએ છીએ. આપણો ભૂતકાળ જીવનની એક એક ક્ષણમાં આપણી પાછળ પાછળ આવે છે. જે કંઇ આપણને લાગ્યું હોય છે. જે કંઇ આપણે વિચાર્યું હોય છે અને છેક નાનપણથી જેવી જેવી ઈચ્છાઓ કરી હોય છે તે બધું અત્યારે પણ આપણને ધકેલીને ઊભું છે એ બધું જાણે આપણામાં પ્રવેશી રહ્યું છે.

આપણે જેવા છીએ–આપણું ચારિત્ર્ય છે તે બધું શું છે!

જન્મથી પહેલાંનો પણ બધો ઇતિહાસ એમાં ભર્યો છે. જન્મથી પહેલાંનો એટલા માટે કે માબાપના સ્વભાવો તો આપણે આપણી સાથે લાવીએ છીએ જ.

ચાલુ વિચારોમાં આપણે ભૂતકાળનું બહુ થોડુ યાદ કરતા હોઇએ છીએ પરંતુ વિચારોના મૂળમાં ભૂતકાળ આખોએ ભરાયલો હોય છે એમાં તો કંઇ શક નથી.

આપણી વાસનાઓ, ઇચ્છાઓ અને કૃતિઓમાં કામનો પ્રવાહ આપણે બરાબર અનુભવીએ છીએ. એ વર્ત્તમાન વાસનાઓ અને ઇચ્છાઓ અને કૃતિઓમાં દૂર દર્શક યંત્રમાંથી જોવાય છે એવી રીતે ભૂતકાળ જોવાઇ રહ્યો છે.

આપણા વર્ત્તનમાં અને વિચારોમાં સતત ફેરફાર ચાલ્યા કરે છે અને છતાં એમાં એક જાતની તાજગી અને નવું નવું લાગે છે. તેના કારણમાં એમ છે કે આજના અનુભવ કરતાં આવતી કાલના અનુભવમાં લાંબો સમય મળ્યો હોય છે. એટલે સમય અથવા કાળનું તત્ત્વ જેમ વધારે ભરાય તેમ જીવનમાં તાજગી અને નવીનતા વધારે આવે છે. આવા ફેરફારોની પરંપરામાં અનુક્રમે આપણે જીવન વિકાસ અનુભવીએ છીએ. રોજ રોજ જાણે નવા નવા અવતાર લેતા ના હોઇએ? "નવાં નવાં સર્જન કરતો વિકાસ ક્રમ" Creative Evolution એવું બર્ગસને આનું નામ આપ્યું છે.

આવું સ્મરણ એટલે ચૈતન્ય આત્માની પૂર્વ સંસ્કારોના અર્ક જેવી એ પ્રવૃત્તિ છે. એમાં વર્ત્તમાનમાં ભૂતકાળ પૂરેપુરો વણાઇ ગયો છે. પણ આવી ચેતનમય સ્મૃતિ ઘણીવાર ઢીલી પડે છે ત્યારે જરા જડતા આવે છે ને તે વખતે આપણે જડ પ્રકૃતિના બનેલા છીએ એમ જાણે લાગે છે.

ચેતનની જાગ્રત અવસ્થામાં આપણને ઓછામાં ઓછું જગત વળગેલું હોય છે એવી વખતે અજાણતાં પણ આપણે અંતર મુખ થયેલા હોઈએ છીએ. જ્યારે જગત તરફ આપણે વધારે વળ્યા હોઈએ છીએ ત્યારે જડપ્રકૃતિના સ્વભાવ આપણમાં આવે છે. એમ ચેતન રૂપ અને જગત રૂપ એમ બંને રૂપ આપણે વારંવાર ધારણ કરીએ છીએ.

જગત એટલે ચેતન તરફ નહિ વળેલી બહિર મુખપ્રકૃતિ અને ચેતન એટલે પ્રકૃતિથી ખસી અંતરમુખ થયેલી ક્રિયાઃ જડપ્રકૃતિને મનુષ્ય જેવું ભૂતકાળના સંસ્કારોનું સ્મરણ નથી અને મનુષ્યને એવું સ્મરણ હોય છે.

જીવ ત્રણ માર્ગે વિકાસ પામે છે. વનસ્પતિમાં પ્રાણીમાં અને બુદ્ધિમાન સ્થિતિમાં એટલે મનુષ્યોમાં–પ્રાણીઓમાં એમના જીવનકાર્ય પ્રેરણાથી થાય છે પ્રાણીઓની પ્રેરણા ઇન્દ્રિયોનાં કામ કરાવવા પૂરતી છે. પ્રાણીઓની પ્રેરણા જ્ઞાનવગરની હોવા છતાં એના પ્રતાપે વ્યવહારુ આવડત આવી જાય છે.

મનુષ્ય બુદ્ધિ એવી શક્તિ છે કે જે પોતાનું કાર્ય સ્થૂળ ઇન્દ્રિયો દ્વારા નહિ પણ જ્ઞાનેન્દ્રિયો દ્વારા કરે છે. અને વસ્તુઓના સંબંધો ઇત્યાદિ સમજવા માટે એ જ્ઞાનપૂર્વક વિચારો રચે છે.

બુદ્ધિ, મુખ્યત્વે જ્ઞાનેન્દ્રિયોને પોતાનાં હથિયાર બનાવવાની આવડતમાં પ્રવીણ હોવાથી જગતને સ્થૂળ દ્રવ્ય માનવાની વૃત્તિવાળી થઇ જાય છે કારણ કે કર્મેન્દ્રિયો કરતાં જ્ઞાનેન્દ્રિયો વધારે જલદ હોય છે અને ઓછું જલદ એવું જે જગત તે એને ગતિમાન હોવા છતાં છે તેના કરતાં વધારે મંદ લાગે છે. વિજ્ઞાન વાદીઓ આથી જ જગતને જડ યંત્રવત માનવા પ્રેરાયા છે. પરંતુ વસ્તુતઃ જગત જડ યંત્રવત નથી. વિજ્ઞાનવાદમાં રહેલી જગતને જડ માનવાની વૃત્તિ આપણે અંતઃપ્રેરણા ખીલવી ને સુધારવી જોઇએ. અંતઃપ્રેરણાએ

પ્રાણી જેવી પ્રેરણાને જ્ઞાનવાળી બનાવી દીધી હોય તે એને પોતાના જ્ઞેય પદાર્થોનું જ્ઞાન હોય છે. પ્રાણીને નથી હોતું એટલો એ બેમાં ફેર. મનુષ્યો એ, બુદ્ધિ અને અંતઃપ્રેરણા બંનેનો જીવનમાં સહકાર યોજવો જોઈએ. એવા સહકારથી જ એક બાજુથી યાંત્રિકપણું દૂર થશે અને બીજી બાજુથી અવધૂતપણું કે ધૂની પણું દૂર થશે. માત્ર અંતઃપ્રેરણા પ્રમાણે કૂદવાથી, ધૂન પ્રમાણે ચાલવાની ટેવ પડે છે. બંનેનો મેળ સાધીને જ આપણે, ભાવના મયતા અને વિવેકસર જીવન નિર્ગમન કરી શકીશું.

વ્યાપાર એ મગજક્રિયા કે ગુણ નથી પણ મગજ ઉલટુ ચેતનનું હથિયાર અથવા સાધન છે. ખીંટીપર કોટને લટકાવ્યો હોય તે ખીંટી જો ભાગી જાય તો કોટ નીચે પડે એ વાત ખરી પણ તેથી કોટને ઘાટ આપનાર કે રૂપ આપનાર કંઈ ખીંટી ઠરતી નથી. ચેતન પોતાનું કાર્ય મગજ મારફતે કરે છે. એ મગજ બગડે તો ચેતનનું કાર્ય અટકી પડે પરંતુ ચેતન એ કર્તા છે અને મગજ એ એનું હથિયાર છે.

મન સ્વતંત્ર છે. નવા નવા વિચારો અને સિદ્ધાંતો એ ઘડી શકે છે. એ યંત્ર જેવું આંધળું નથી અથવા કળ અપાઇ હોય એ જ પ્રમાણે ચાલી શકે એવાં કંઇ એનાં બંધન નથી.

આપણાં પ્રારબ્ધ અને સંચિત કર્મ આપણા વર્તમાન જીવનપર અસર કરે એટલી વાત ખરી પરંતુ એથી મનુષ્ય વ્યક્તિને આચારની સ્વતંત્રતા કંઈ ઓછી નથી. ભૂતકાળનું દબાણ વર્તમાનકાળ પર ભલે હોય પણ આજે આપણે કેવો માર્ગ લેવો એ નક્કી કરવા આપણે સંજોગો અને મનોવૃતિઓથી જરાપણ બંધાયલા નથી. મનુષ્યોને પુરુષાર્થની સ્વતંત્રતા છે. એ સંજોગો અને સંસ્કારોની પર થઈ પોતાના આદર્શ પ્રમાણે પોતાનો માર્ગ નક્કી કરી શકે એટલી એનામાં તાકાત છે.

આપણું વ્યક્તિત્વ આપણે ઘડી જીવનમાં એની જે કઇ વિશેષતા હોય તે પ્રદર્શિત કરી શકીએ. આત્મનિર્ણયનો હક્ક આપણને મળેલો છે. આપણું ચારિત્ર્ય વ્યક્ત કરવા આપણે પૂરેપુરા સ્વતંત્ર છીએ. પરંતુ દિલગીરીની વાત એટલી જ છે ઘણાખરા આ હક્ક ભોગવી જીવનનું સાર્થક કરતા નથી.

પ્રકૃતિ દુષ્ટ નથી જીવનરૂપી મહાસાગર ને પ્રકૃતિના વચમાં આવવાથી જૂદાં જુદાં વ્યક્તિત્વ, જુદાં જુદાં નામ રૂપ મળ્યાં છે. આપણાં શરીર અને વાસનાઓ એ આપણી પ્રકૃતિ છે. એના પ્રતાપે આપણે પોત પોતાનાં વ્યક્તિત્વ ઘડી શકીએ છીએ. વાસનાઓ જે વિઘ્નો ઉત્પન્ન કરે છે તેના આઘાત પ્રત્યાઘાતથી આપણો આત્મા પ્રબળ અને તેજસ્વી બને છે.

મનુષ્યને તેમ છતાં કેટલાક દેહના ધર્મ છે. કેટલાક સંસારના ધર્મ છે. અને કેટલાક સ્વભાવ સિદ્ધ ધર્મ છે. એ સારું છે. એમ ન હોત તો મનુષ્ય સ્વચ્છંદી બની પોતાની બધી આધ્યાત્મિક શકિતઓ પણ વેડફી નાખત.

સમાજ માટે જીવન નિર્ગમન કરવાથી તો આપણને સંતોષ મળે છે. જેણે જીવી જાણ્યું છે એવો ઉત્તમોત્તમ પુરુષ તો એ જ કે જેના કર્મો અતીશય સરસ હોય અને જે બીજાને સારા કર્મ પ્રેરી શકે. જે ઉદાર હોય અને બીજાં હૃદયોને ઉદાર બનાવી શકે.

અંતમાં તો જીવસૃષ્ટિ બધી ભેગી જ બંધાયલી છે. જીવનને ખરો પ્રકાશ આપનાર પ્રભુ છે અને પ્રભુ પોતે અથાગ ચેતન વાળા, સતત કર્મ કરતા અને સ્વાધીન છે.

એરીસ્ટોટલની માફક, ડ્રીશ, જીવને માનનારો છે. એ કહે છે કે શરીરના ધર્મ માત્ર પદાર્થ વિજ્ઞાન અને રસાયણના નિયમોથી પૂરેપુરા સમજાવી શકાય એમ નથી. ઇંડામાં બચ્ચુ ઉછરે છે તે વખતે એ ઇંડામાંના ગર્ભના બે, ચાર, કે આઠ કોષોમાંથી માત્ર એકજ કોષ

જીવતો રાખવામાં આવે અને બાકીના ત્યાંથી ખસેડી નાખીએ કે મારી નાખીએ તો પણ છેલ્લો રહેલો એક કોષ આખા ગર્ભને બનાવી શકે છે.

જે વખતે ગર્ભને ચાર કોષ હોય તે વખતે તેમાંથી ત્રણ કે બે કોષ ખસેડી નાખી, કે મારી નાખીએ તોપણ કોષોને જે અવયવો ખીલવવા હતા તે જ અવયવો પાછળ જીવતો રહેલો માત્ર એક કોષ રચી શકે છે. [ આંખ બનાવવાના કોષો કે નાક બનાવવાના કોષોને મારી નાખીએ તો ગર્ભની અંદરના બીજા કોષો એ કામ ઉપાડી લે છે. ગર્ભનું આંખ કે કાન રચવાનું કાર્ય પાસેના બીજા કોષો કરે છે. ખરી રીતે એ કોષોનું એ કામ નહિ તેમ છતાં. ]

આ શું બતાવે છે! જીવ જેવું કોઇ દેહને ઘડનાર પદાર્થ વિજ્ઞાન અને રસાયણની ક્રિયાઓ ઉપરાંત ત્યાં હોવું જોઇએ.

કોઇ જીવતા પ્રાણીના મગજનો અમુક ભાગ કાપી લેવામાં આવે તો બાકી રહેલા ભાગો, કપાઇ ગયેલા ભાગનું કામ ઉપાડી લે છે.

મનુષ્યનાં વર્તનમાં જોવામાં આવે છે કે એકત્ર કરેલા અનુભવો નિર્ણીત વિચારો રૂપે એ સંગ્રહી રાખે છે. એવાં યંત્રો પણ હોય કે જે મનુષ્યની માફક અનુભવોને સંગ્રહે છે. ફોનોગ્રાફ એ એનું દૃષ્ટાંત સમજો. તેમ છતાં ફોનોગ્રાફનો સંસ્કાર સંગ્રહ અને મનુષ્ય મગજના વિચારો એ કંઇ એક રીતના નથી. મનુષ્યના વિચાર સંગ્રહમાંથી તો બીજા જ નવાનવા વિચારો જન્મી શકે પણ ફોનોગ્રાફની કંઈ એ તાકાત નથી.

જીવની આઘાત પ્રત્યાઘાત રૂપે થતી ક્રિયાઓ યાંત્રિક નિયમોથી સમજાવી શકાય એમ નથી. પ્રશ્નોના બુદ્ધિપૂર્વક અપાતા ઉત્તરો જેવી એ ક્રિયાઓ, તો બુદ્ધિવાળી લાગે છે. પ્રાણીનો આખો ભાગ એકત્ર થઇને અથવા એનું જીવ જેવું કોઇ તત્ત્વ દેહના ધર્મ બજાવતું લાગે છે.

પ્રાણીના દેહમાં એનો જીવ સર્વવ્યાપક લાગે છે. એ જીવની શક્તિ ગર્ભને ઘડવામાં અને ઉછેરવામાં જોવામાં આવે છે તથા પાછળથી પણ શરીરની વૃદ્ધિ અને આરોગ્ય એના વડે જ ટકતાં લાગે છે.

ટ્રાઇટન નામનું એક જળચર પ્રાણી થાય છે એનો પગ કપાઇ જાય તો થોડા વખતમાં કપાઈ ગયો હોય એવો જ પગ એના શરીરમાંથી ઘડાઇ જાય છે. [આપણા શરીરમાં પણ ઘા પુરાવવાનું, ભાગેલાં હાડકાં સંધાઇ જવાનું અને બીજું પણ ઘણું કામ જીવ, બને એટલું બનાવી દે છે.]

માનસશાસ્ત્રને પણ ડ્રીશ, શરીરોમાં જીવ છે એમ માનીને સમજાવવા પ્રયત્ન કરે છે. એ રીતે જોશો તો ડ્રીશનું કહેવું છે કે આરોગ્ય અને વિકાસ માટેની તથા વંશવૃદ્ધિની બધી ક્રિયાઓનો સ્પષ્ટ ખુલાસો થઇ જશે.

શરીરનાં તમામ વર્ત્તન અને વિકાસ અમુક હેતુ અથવા ઉદ્દેશ માટે હોય છે. શરીરને તે ઉદ્દેશ પૂર્વક વર્ત્તન રાખવાની સમજણ પણ જીવ પ્રેરણાથી આપે છે. બાળક જન્મીને તુરત રોવા માંડે છે અને હાથ પગ હલાવે છે એ વખતે એને કંઇ અનુભવો તો હોતા નથી. જીવ જાણે એને ધક્કા મારીને ખોરાક માટે તથા જગતનો સ્વતંત્ર અનુભવ મેળવવા, ગતિ ના આપતો હોય એમ લાગે છે! પછી ધીમે ધીમે બાળક નિયમિત બને છે અને કયારે હાથ પગ હલાવવા અને કયારે રોવું એની એને અનુભવ પરથી સમજ પડતી જાય છે. પ્રથમ તો માત્ર જીવની મનોમય પ્રેરણા હતી પછી દેહને અનુભવ જ્ઞાન થતું જાય છે, અને તદ્દ અનુસાર વર્ત્તન ગોઠવાતું જાય છે.

ડ્રીશ પહેલાં પ્રાણી વિદ્યાનો અનુભવી હતો. પાછળથી એ જ વિદ્યાના પ્રતાપે, જર્મન ચેતનવાદી તત્ત્વ જ્ઞાનીઓના [Idealism] જેવો, એ પૂરેપુરો જીવ કે નૂતન જીવવાદી [Vitalism or Neo-vitalism] નો પ્રણેતા થયો છે.

દેહમાં જેમ જીવ સર્વવ્યાપક છે તેમ વિશ્વનો સર્વવ્યાપક જીવ પરમેશ્વર છે. અને પરમેશ્વરની જ શક્તિથી બધું જગત બની રહ્યું છે. વિશ્વનો કંઇ હેતુ પણ છે જો કે ડ્રીશ એ સાબિત કરી શકતો નથી. પરમેશ્વરને અને સૃષ્ટિ રચનાના કોઈ શુભ હેતુને ડ્રીશ શ્રદ્ધાથી માને છે.

ડબ્લ્યુ જેમ્સ [૧૮૪૨-૧૯૧૦] અમેરિકાના પ્રેગમેટીઝમ નામના તત્ત્વજ્ઞાનીઓના સંપ્રદાયનો મુખી હતો. એ મનુષ્યોના જગતના અનુભવો જેટલા વ્યવહારમાં ઉપયોગી નીવડે છે તે ઉપરથી જ્ઞાનનું ધોરણ રચાવવું જોઈએ એમ માની વ્યવવહાર ઉપરથી પરમાર્થના સિદ્ધાંતો રચે છે. અતીશય બુદ્ધિવાદ અને અતીશય અદ્વૈતના વિરોધમાં એણે પોતાનું તત્ત્વજ્ઞાન રચ્યું. વળી ચેતનવાદીઓ પણ પોતાના સિદ્ધાંતોની અતીશયતામાં તણાઇ જઇ સૃષ્ટિને સદા કાળને માટે પાકાં ઘર જેવી બંધાઇ ગયેલી હોય એવી [Block Universe] માનતા તે સામે પણ એનો વિરોધ હતો.

જે જીવંત છે અને ગતિમાન છે તેને માટે એને અતીશય લાગણી રહેતી. અને એ જ ઉપરથી એનું "દ્વૈત," "વ્યક્તિત્વ," "સ્વાતંત્ર્ય," "નૂતત્વ" વગેરે રચાયાં છે.

કંઈક દરજ્જે ફ્રેંન્ચ તત્ત્વજ્ઞાની રિનોવિયરની એના પર અસર છે. રિનોવિયર, પહેલેથી નિર્ણીત થયેલા નિયમો પ્રમાણે સૃષ્ટિ રચાય છે એવા વિજ્ઞાનીઓના સિદ્ધાંતોનો વિરોધી હતો. એણે સૃષ્ટિમાં અને જીવોમાં વ્યક્તિ સ્વાતંત્ર્ય, પ્રતિપાદન કર્યું છે.

જેમ્સ અને બર્ગસનમાં પણ કંઈક દરજ્જે સરખાપણું છે. જેમ્સે પોતાનું માનસશાસ્ત્ર નીચેના અવલોકન પર રચ્યું છેઃ-

ચોફાટ દિક્‌માં, ઢગલાબંધ સંખ્યામાં, વાદળાંની માફક ગતિ કરતા કરોડો અણુપરમાણુમાંથી મનુષ્ય પોતાના કામ માટે અમુક જ

અણુ પરમાણુમાંથી બનેલા પદાર્થોને પસંદ કરે છે. ઘણી જોગવાઈઓ થઈ શકે એવા સંગ્રહસ્થાન કે નાટયગૃહ જેવા જગતમાંથી મનુષ્ય અમુક જ વસ્તુઓને લે છે અને બાકીની છોડી દે છે. આમ, ચેતન, પોતાનો સંસાર પોતાની ઈચ્છા મુજબ ઘડે છે, ચેતન, પોતાના વ્યવહારમાં કેટલું કામનું છે અને કેટલું નકામું છે તેનો નિર્ણય ભાવનાઓથી પ્રેરાઈને, અનુભવ ઉપર આધાર રાખીને. વિચારપૂર્વક કરે છે.

મનુષ્ય જ્ઞાનના પણ, જેમ્સ બે વિભાગ કરે છે. પદાર્થોનું [જ્ઞેયનું] સીધી રીતે પ્રથમ દષ્ટિએ પ્રાપ્ત થતું સહજ જ્ઞાન, એ એક અને વિચારોની મારફતે આડકતરી રીતે ગ્રહણ કરવામાં આવતું જ્ઞાન એ બીજું.

અમુક વિચારોની વ્યવહારમાં શી અસર થશે તે માણસો બરાબર સમજી લે છે. અમુક કર્મથી સુખ થશે કે દુઃખ એનો એ વિચાર કરે છે અને અમુક અમુક બનાવો વખતે આપણે કેવું વર્તન રાખવું એ પહેલેથી ઘણે ભાગે નક્કી કરવામાં આવે છે.

વિચારો પહેલા હોય છે અને તે મુજબ આપણે વર્ત્તન વખતે પણ વિચાર, અને આખરે પણ વિચાર વિચાર ને વિચાર હોય છે.

વિચારમાં જે માર્ગ સુઝાડે તેને આપણે સત્ય માનીએ છીએ અને આચારમાં જે વિઘ્નોને દૂર કરવામાં સહાય થાય તેને સારું કહીએ છીએ.

કોઈ વિચાર લાભદાયી લાગતો હોય અને ગમતો હોય પણ ઈન્દ્રિય ગમ્ય ના થાય અથવા સાબિત ન થાય તો આપણે એને શ્રદ્ધાથી માનીએ છીએ. દાખલા તરીકે ઈશ્વર ઉપરની શ્રદ્ધા એ એવી છે. સંસારનાં વિઘ્નો વટાવવામાં ઈશ્વર ઉપરની શ્રદ્ધા બહુ કામ આવે છે. મન સર્વ ભાવથી ઈશ્વરને માનવા તલપી રહ્યું હોય છે. તેથી આપણે ઈશ્વરને માનીએ છીએ.

જગત વિષેના જેમ્સના ખ્યાલો પણ, માનસશાસ્ત્રના એના સિદ્ધાંતોથી પોષાયલા છે. સત્ય સમજવા માટે જે જે જરૂરનું છે

તે બધું મનુષ્યોના અનુભવમાં સમાય છે એમ જેમ્સનું માનવું છે. બાહ્ય જગતના પદાર્થો અને બીનાઓનાં અસ્તિત્વનું ખાતું અને આપણા આંતરિક વિચારોના પ્રવાહનું ખાતુ બંને અનુભવમાં તો સરખી રીતે જ સમજવામાં આવે છે. માત્ર એ બેના સંજોગો અને સંબંધોમાં ફેર છે એટલું જ.

"ધાર્મિક અનુભવના અનેક પ્રકારો" એ નામનું જેમ્સનું એક પ્રસિદ્ધ પુસ્તક છે. એમાં પાપીમાં પાપી મનુષ્યો, ઓચિંતા પોતાનું જીવન શુદ્ધ કરી નાખતાં જોવામાં આવે છે એવા, જાણે નવો અવતાર પામતાં–માણસોના અનુભવ નોંધ્યા છે! પ્રાર્થનાઓની અને અંતરની શુભ આશિષોની ચમત્કારિક અસરો વિષે પણ એમાં ઉલ્લેખ છે. પ્રેતોનું અસ્તિત્વ અને સારાં ખોટાં ભૂતો, જીવતાં માણસોને વળગે છે એ વિષેના અનેક દાખલા પણ જેમ્સે ખરા તરીકે સ્વીકાર્યા છે. જેને આવાં ભૂત વળગ્યાં હોય છે તેવાં માણસો ઓચિંતા પોતાની મેળે સંબંધ વાળુ લખે છે. કદી નહિ જોયેલી કે જાણેલી વાતો કહે છે. [ સાઇકીકલરીસર્ચ ] વળગાડની આવી ઘણી શોધખોળો થઇ છે તે તે જેમ્સ સાચી માને છે. અને એના પુરાવાને આધારે એ ભૂત, પ્રેતોનાં અને મરણ પછી રહેતાં સારાં ખોટાં સત્વો [ જીવો ] ને માને છે.

મનુષ્યના મનો જેવી, સહાયકારક ચેતનાના ભંડાર ભર્યા હોય એવી, જુદાં જુદાં સત્વોથી સૃષ્ટિ ભરી છે એમ જેમ્સનું માનવું છે. મનુષ્યો કોઇ કોઇ વાર એવાં સત્વોની મદદ મેળવે છે એમ પણ એ માને છે.

જેમ્સ એકેશ્વરવાદ પસંદ કરનારો છે. પણ બધું માથે નથી લઇ શકતો એવો ઇશ્વર હોવો જોઇએ એમ એની ધારણા છે. સૃષ્ટિ નિશ્ચિતરૂપમાં નિર્માણ થયેલી નથી પણ અમુક મર્યાદામાં રહી આપણે વિવેકસર એને જેવું રૂપ આપવા ધારીએ તેવું આપી શકીએ છીએ એમ

એનું માનવું છે. ટૂંકામાં ચેતન તત્ત્વને અમુક સ્વતંત્રતા પોત પોતાનાં કર્મને વિષે છે એમ એનો અનુભવ છે.

સદાચારના પક્ષમાં રહીને જીવનમાં સાત્ત્વિક યુદ્ધ કરતો રહે, એને જેમ્સ સારો માણસ ગણે છે. એવા માણસની "યતો ધર્મઃ તતો જયઃ" "જ્યાં જ્યાં ધર્મ ત્યાં ત્યાં જય જ છે." એવી શ્રદ્ધાને એ વખાણે છે; કારણ કે અંતે તો સારાનું પરિણામ સારું આવે જ છે એ વિષે જેમ્સને શંકા નથી. એનાં પુસ્તકોમાં મુખ્ય નીચે પ્રમાણે છેઃ– તત્ત્વજ્ઞાનના કેટલાક પ્રશ્નો; દ્વૈત; પ્રેગમેટીઝમ; * ધાર્મિક અનુભવના જુદા જુદા પ્રકાર; શ્રદ્ધા રાખવાની મનોવૃત્તિ અને માનસશાસ્ત્રના સિદ્ધાંતો એ ૧૮૯૦ થી ૧૯૧૧ સુધીમાં અંગ્રેજી ભાષામાં લંડન અને ન્યુયોર્કમાં પ્રસિદ્ધ થયેલા છેઃ ડુઈ, અમેરિકાનો વિદ્વાન તત્ત્વજ્ઞ છે. જેમ્સના જેવો પ્રેગમેટીઝમ * સંપ્રદાયનો હોવા છતાં [ ઇનસ્ટ્રુમેન્ટાલીઝમ ] એટલે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો આપણાં સાધન છે. એમ પાયોરચી એણે પોતાના સિદ્ધાંતો રચ્યા છે.

[ બુદ્ધિ ] વિચારો, એ આપણા જીવનમાં મુખ્ય સાધન છે પરંતુ જ્યાં સુધી સંસાર સુખરૂપ ચાલે ત્યાં સુધી કોઈ વિચારો કરતું નથી. જ્યારે કંઇ કામ અટકી પડે ત્યારે જ માણસો વિચાર કરવા બેસે છે. પછી જ રસ્તો કેમ કહાડવો ? મુસીબતો કેમ દૂર કરવી ? એની યોજના ઘડવા માટે વિચારો કરવા પડે છે. પરિણામે જે વિચાર ફત્તેહ અપાવે તે ખરા એવું માનવા મનુષ્યો પ્રેરાય છે. જે યોગ્ય દોરવણી આપી શકે એ ખરું. બુદ્ધિ અંધકારમાં દીપરૂપ બનવી જોઇએ તો એ સાચી નહિ તો નકામી. એટલે દરજ્જે ખોટી.

વિજ્ઞાન શાસ્ત્રો, જ્ઞાનની ખાતર જ્ઞાન એકઠું કરે એ યોગ્ય છે. પરંતુ કેવળ જ્ઞાન, જેનો જીવનમાં તુરતનો ઉપયોગ નથી એની સાથે

* મનુષ્ય અનુભવ સત્ય છે. એવો સિદ્ધાંત.

નિત્ય વ્યવહારમાં પ્રવીણતા મેળવવાનો પ્રયત્ન કરનારને સીધો સંબંધ ન રાખે તો હરકત જેવું નથી.

પરંતુ સત્યની આખીએ શોધનો હેતુ વ્યવહારુ જીવનની ભવિષ્યની જરૂરિયાતો માટે કાર્યસાધક હથિયારો પૂરાં પાડવાનો છે.

વિચારનો હેતુ, કાર્યને માટે આદર્શ યોજનાઓ કરી પૂરી પાડવા પૂરતો છે.

સંસાર આપણે માટે તૈયાર કરેલો કોઇ આપતું નથી. આપણે જ આપણી ઉન્નતિ સધાય એવી રીતે એને રચી શકીએ છીએ. બુદ્ધિ પૂર્વક ઉત્તરોત્તર આપણને સહાયક થાય એવી રીતે આપણે પોત પોતાનો સંસાર ઘડીએ છીએ.

આવી તત્ત્વવિદ્યામાં નીતિ એ મહત્વની ગણાય છે કારણ કે નીતિમય જીવન જ આખરે શ્રેય આપનારું છે.

સામાજિક પ્રગતિને માટે ડુઇને ઘણો ઉત્સાહ છે અને વ્યક્તિમય જીવનમાં બહુ જ ઉદાર દૃષ્ટિ રાખવા એ આગ્રહ કરે છે. વળી વ્યક્તિ વિકાસમાં કોઇ પણ જાતનો વિરોધ ન રહે, એવી સમાજ વ્યવસ્થા એ ઇચ્છે છે.

તત્ત્વજ્ઞાનીઓ, સમાજથી અતડા, નિરુપયોગી જેવા અને જીવન પ્રવાહથી અલગ રહે એવા, એ ઇચ્છતો નથી એ તો કેળવણીની સુધારણામાં પ્રજાના શારીરિક અને માનસિક આરોગ્યમાં, સંસાર સુખરૂપ બનાવવામાં અને રાજકીય સુધારણાની પરિપૂર્ણતામાં, તત્ત્વજ્ઞાન હરહમેશ કામમાં આવવું જોઇએ એમ ઇચ્છે છે અને એણે પોતાનાં પુસ્તકો એ જ ઉદ્દેશથી લખ્યાં છે.

એમનું માનવું છે કે તત્ત્વજ્ઞાનની ભિન્ન ભિન્ન શાખાઓનો સમન્વય કરવાનો હવે સમય આવ્યો છે. એ જ્ઞાન લોકપ્રિય પણ ત્યારે જ થશે કે જ્યારે એનાથી પણ મનુષ્યનો આ લોક પૂરેપુરો સુધરી શકે એમ છે એની સમાજને ખાત્રી થશે.

એચ. વાય હિંજર કહે છે કે કેવળ વિચારવાયુમાં ઉડયા કરવા કરતાં, ચારિત્ર્ય પ્રાપ્ત કરવું અને આત્મ પ્રેરિત જીવન નિર્ગમન કરવાની જુગતી જોગવવી એજ ઇષ્ટ છે. પ્રવૃતિમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવાથી જ સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે અને બધા કોયડા ઉકલતા જાય છે. સંસારમાં સંસારને માટે યથાયોગ્ય કર્મ કરવાં, એ તર્ક વિતર્કમાં જિંદગી ગાળી નાખ્યા કરતાં વધારે જરૂરનું છે.

ઉપર મુજબ આપણા જમાનાના આપણા જ સમકાલિન, ઓછામાં ઓછા ચાલીસ તત્ત્વજ્ઞાનીઓનો સત્સંગ થયો એમાં કેટલાક વિજ્ઞાનનાજ સિદ્ધાંતો પરથી સૃષ્ટિતત્ત્વજ્ઞાન રચી રહ્યા છે. પહેલાંનો જડવાદ તો એ બધામાંથી માત્ર એકાદમાં રહ્યો હોય એમ લાગ્યું. સૃષ્ટિ તત્ત્વજ્ઞાનીઓમાંથી એડીંગ્ટન, વ્હાઇટ હેડ, સર જેમ્સજીન્સ અને સમગ્રતાના આચાર્ય જનરલ સ્મટસ વિષે વિસ્તારથી અન્યસ્થળે કહેવામાં આવ્યું છે.

બરન્ટ્રેન્ડ રસલનું વૈજ્ઞાનિકદષ્ટિ નામનું એક સુંદર પુસ્તક હમણાં જ બહાર પડયું છે. એમાં એ કહે છે કે દ્રોઢસો વર્ષથી જ વિજ્ઞાનશાસ્ત્ર ખરું અસ્તિત્વમાં આવ્યું છે પરંતુ એટલામાં તો એણે વિજ્ઞાન પહેલાના પાંચહજાર વર્ષોની સંસ્કૃતિ કરતાં વધારે ધડાકા કરી નાખ્યા છે! તેમ છતાં આપણા જમાનાના લોકોએ જે વિજ્ઞાનથી લાભ મળ્યા છે તેનાથી ફુલાઇ જવું ન જોઇએ. પહેલાં ના કરતાં આપણું જ્ઞાન વધ્યું છે એ વાત સાચી પણ એમાંથી ડહાપણ ન વધે તો એ જ જ્ઞાન, નુકસાનકારક નીવડવાનું છે. ડહાપણ એટલે જીવન ના ઉદ્દેશોનો ખરો ખ્યાલ. પરંતુ એ કંઇ વિજ્ઞાનનો વિષય નથી.

વિજ્ઞાન આગળ વધે તેથી ખરી પ્રગતિ થઈ એમ આપણે નહિ માનવું જોઇએ જો કે પ્રગતિ માટે એ સાધન પૂરાં પાડે છે એમાં શક નથી પરંતુ એ સાધનો નો આપણે સન્માર્ગે ઉપયોગ કરવો જોઇએ.

સમાજ સેવકોનો એક વર્ગ છે કે જેઓ બુદ્ધિને બહુ મહત્વ આપતા નથી. મોટા મોટા યુગપલટા એમના મનથી મનુષ્ય બુદ્ધિ સિવાય થયા હોય એમ માનવા તરફ એમનું વલણ લાગે છે. પણ એતો બહુ જ મોટો ભ્રમ છે. યુરોપમાં ૧૭મી સદીના ફક્ત સો માણસો, નાનપણમાં મરી ગયા હોત તો આધુનિક યુગ અસ્તિત્વમાં જ ન આવત અને આ સોમાં ગેલીલીઓ આવી જાય છે! મન કહો, આત્મા કહો કે દ્રવ્ય કહો, બધું એકનું એક જ છે. ચેતનને અને જડને છૂટાં પાડવામાં જ મોટી ભૂલ થાય છે.

મનુષ્યો એ પોતાની જીવનગતિનો પાયો મજબૂત બનાવવો જોઈએ. નબળીપોચી શ્રદ્ધાથી એ તૂટી પડશે. વિજ્ઞાન, પદ્ધતિસર જ્ઞાન આપે છે અને દુર્જનો એનો ગમે એટલો દુરૂપયોગ કરે પરંતુ તત્ત્વમાં વિજ્ઞાન સારુ છે. એ જ્ઞાનથી જગત વિષે આપણા મનો-વ્યાપાર વિષે અને નિશ્ચય બળ વિષે આપણને સાચી દૃષ્ટિ મળી શકે એમ છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન ના જ પાયા ઉપર આપણે દૃઢ શ્રદ્ધા કેળવી શકીશું.

આરોગ્યશાસ્ત્રનો લાભ લેનારી પ્રજાઓ, ટાઇફસ પ્લેગ અને એવાં ઘણા ચેપીરોગોમાંથી મુક્ત થઇ ચૂકી છે. એમણે પ્રજાને નિરોગી બનાવી છે અને દીર્ઘાયુષી કરી છે. માટે આપણે નવી શોધખોળોના બરાબર લાભ લેવા જોઇએ, વિજ્ઞાને મોટામાં મોટી એક વાત આ જમાનાને એ શીખવાડી છે કે સંજોગો ઉપર મનુષ્ય-નો કાબૂ અદ્દભુત છે.

પરમેશ્વરે સૃષ્ટિ રચી હશે તો ભલે રચી પણ એ કારણથી આપણે પોત પોતાની સૃષ્ટિ નવેસર નહિ રચવાનું કંઇ કારણ નથી. નવા યુવકોને જગત કેવું છે એના કરતાં જગત કેવું બનાવી શકાય એમાં વધારે રસ પડવો જોઇએ,

જ્ઞાનીઓ સત્તાવાન અને બળવાન બને છે. જ્ઞાનના બે ઉપયોગ

છે એક તો ખરું સુખ જ એનાથી મળે છે અને બીજો ઉપયોગ વ્યવહારમાં બુદ્ધિમાનો, સત્તા ધરાવતા થઇ જાય છે. એવી સત્તા પ્રજા ઉદયમાં જ વપરાતી રહે એટલી સંભાળ પ્રજાના એકે એક સ્ત્રી પુરુષોએ રાખવી જોઇએ. પ્રજાસત્તા વધારવાના અભિલાષીઓ, સમષ્ટિવાદમાં ખરો ધર્મ રહ્યો છે એવું માનનારા, સોવિયેટ અને બોલ્શેવિક્સ, ધનવાનો તેમજ વિદ્વાનો ઉપર અંકુશ રાખવા આ જ કારણસર ઇષ્ટ ગણે છે.

સંતો, આશકો અને કવિઓ પણ સત્ય જ્ઞાનના જ ભૂખ્યા છે પોતાના ઉદ્દેશમાં એ પૂરેપુરા ફાવતા નથી પરંતુ એમની તરફની આપણી પૂજ્યબુદ્ધિ એ ફાવે કે ન ફાવે તો પણ જરાયે ઓછી કરવી ન જોઈએ.

પ્રેમના એકે એક માર્ગમાં પ્રેમી પોતાના પ્રિયતમનું જ્ઞાન મેળવવા જ ઉત્સુક હોય છે. એ સત્તા માટે નહિ. એથી આનંદ સમાધી પ્રાપ્ત થાય છે તે ખાતર. પ્રભુના એવા જ્ઞાનમાં આપણને જીવનનું અમર સુખ મળે છે. ભકત થઇ આપણે પણ એવા નિર્મળ સુખને પામી મનુષ્યજીવન ધન્ય કરતું જોઇએ.

વિજ્ઞાન અને વિજ્ઞાનથી મળતી સત્તાનો દુરૂપયોગ, વ્યાપારી લાભ મેળવવામાં, ધનસંપત્તિ પ્રાપ્ત કરવામાં; ધનપતિઓ અને કુબેર ભંડારીઓ વધારવામાં; રાજ્યસત્તા પ્રાપ્ત કરવામાં, નબળાંઓને ચગદવામાં, મૂડીવાદ, ઉદ્યોગવાદ અતે શાહીવાદ જેવાં આસુરી બળો વધારવામાં યુરોપ અમેરિકાએ એટલો બધો ઉપયોગ કર્યો છે કે બરટ્રેન્ડ-રસલ ભવિષ્યમાં એ જ્ઞાનને સાત્ત્વિક બનાવવામાં ન આવે તો ઘણાં ભયંકર વિપરીત પરિણામો કેવાં આવશે એ ચીતરી બતાવે છે. પ્રેમ કૌટુંબીક ભાવના, સહકાર અને રસિકતા એમ થાય તો પ્રજાજીવનમાંથી જતાં રહેશે. વસ્તુઓની ખાતર જ લોકો જરૂરિયાતો વધાર્યા કરશે

અને સંકુચિત સ્વાર્થવૃત્તિ વધશે. જીવન શુષ્ક અને યાંત્રિક થઈ જશે. જ્ઞાનનો મહિમા ભુલાઇ જશે ઇત્યાદિ કહીને એ આશા રાખે છે કે "એમ ન થાવ!"

મનુષ્યજીવનમાં જે કંઈ અમૂલ્યતત્ત્વો છે એમનો નાશ ન થાય એવી સમાજ વ્યવસ્થા રચવા એ આગ્રહ કરે છે. આજકાલના લોકો ઝટ દોડતી રેલ્વે, તાર, ટપાલ ઇત્યાદિથી ખુશ થઇ ગયા છે પરંતુ એવી ઝડપી મદદોમાં ખરું સુખ આપવાની તાકાત નથી એ વાત એમને ગળે ઉતારવી મુશ્કેલ છે. નરકમાંથી સ્વર્ગ તરફ ચડવાનો જો માર્ગ હાથ લાગે તો પછી ત્યાં પહોંચતાં વાર લાગે કે ગતિ ધીમી હોય તો એ હરકત નથી. પરંતુ ઝડપી રેલ્વે જેવાં કોઈ સાધનથી સ્વર્ગમાંથી નરકમાં પડવાનું હોય તો એ નરી ઝડપથી શું ન્હાયા? અને એ જ પ્રમાણે બહુ જ સાધનો એકઠાં કર્યાં હોય અને કોચ, ખુરશી, ટેબલ, ગાદી, તકિયા, ચક, પડદા, ગાલીચા મોટરો ઇત્યાદિ વસ્તુઓના ઢગ ભર્યા હોય તો માત્ર એનાથી પણ જીવનનો ખરો આનંદ મળી શકે એમનથી. અત્યંત ગરીબાઈ અટકાવવી જોઈએ પરંતુ જેમની પાસે બહુ છે તેમનાં વસ્ત્રાલંકારમાં અને સાધન સંપત્તિમાં વધારો કર્યા કરવો એ મિથ્યા કાળક્ષેપ કર્યા જેવું છે.

પહેલાંના વિજ્ઞાનીઓ જગત પ્રેમી હતા તેથી વિજ્ઞાનમાં પડયા હતા. તારાઓ અને સમુદ્રોનું સૌન્દર્ય એમણે જોયું હતું. પવનો અને પર્વતોને એ ચહાતા હતા. કુદરતના જ ચિંતવનથી એની સાથે તલ્લિન થવા એ મથતા. કેવળ ચિંતવનથી જ્યારે એમને સંતોષ ન થયો ત્યારે એના ઊંડા જ્ઞાન માટે એમણે પ્રયોગો કર્યા અને કુદરતના વિસ્તારનું અને રચનાનું જ્ઞાન એ પામ્યા,

ગ્રીક, આયોનિયન તત્ત્વજ્ઞાની હીરેકલીટસ જેના દૃષ્ટાંતથી જ યુરોપિયન બિદ્વાનોને જ્ઞાનની જીજ્ઞાસા થઇ હતી તે કહેતો કે "જગત

અમર અગ્નિ છે. અમુક ભાગ બળી રહે છે એટલે બીજો એટલો જ પાછો એમાં નંખાયે જાય છે.'' જગતના આશ્ચર્યકારક સૌન્દર્યથી એના લોહીમાં એ ઉન્માદ અનુભવતો એ વખતના જ્ઞાનીઓની બુદ્ધિ પણ તેજસ્વી હતી અને એમની જ બુદ્ધિનો જુસ્સો આધુનિક જ્ઞાન માર્ગના મૂળમાં રહેલો છે. પરંતુ ધીમેધીમે જેમ જેમ વિજ્ઞાન આગળ વધતું ગયું તેમ તેમ જે પ્રેમે એને જન્મ આપ્યો હતો તે પ્રેમ ને જ એ ગૂંગળાવતું ગયું છે અને સત્તાનો ઉછાળો જે પહેલાં માત્ર એની સેનાના પગપાળા જેવો હતો તે આજકાલ સેનાધિપતિ થઈ બેઠો છે. પેલો કુદરતનો આશક બિચારો હારી ગયો છે અને એનો જુલમગાર આજે લાભ ઉડાવતો થઇ ગયો છે! પદાર્થ વિજ્ઞાન જેમ જેમ આગળ વધતું ગયું તેમતેમ ભૌતિક પદાર્થના આંતરિક સ્વભાવનું રહસ્ય આપણી પાસેથી જાણે છીનવી લેવામાં આવે છે! જે રંગ અને નાદ, પ્રકાશ અને છાયા, સ્વરૂપ અને વણાટ ને, પ્રિયતમા ના સૌન્દર્યની માફક ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ ચહાતા હતા તે બધું બાહ્ય કુદરતમાં છે જ નહિ એમ આપણને કહેવામાં આવે છે!

આજ તો પ્રિયતમાને એના એ બધા સૌન્દર્યરૂપી અલંકારોથી વંચિત કરવામાં આવે છે [ ચેતનવાદી તત્ત્વજ્ઞાનીઓ કહે છે કે એ સૌન્દર્ય જગતનું નથી પણ જોનારનું છે. જ્ઞેયનું નથી જ્ઞાતાનું છે એને ઉદ્દેશીને રસલ ઉપર મુજબ લખે છે ] કુદરતને આજકાલ લૂંટી નગ્ન કરી નાખવામાં આવી છે એનાં હાડકાં ખખડી રહ્યાં છે અને ખોખું પણ ખરું નહિ પણ માયાવી હશે એમ માનવામાં આવે છે!

નવા ભૌતિકશાસ્ત્રીઓ જગતને આમ રણ જેવું કરી મૂકવાથી હવે પ્રભુને દિલાસા માટે બોલાવી રહ્યા છે પણ એવો પ્રભુપણ સૃષ્ટિનું ભૂત જેવું પોલું સ્વરૂપ ધારણ કરીને જ આવી શકે! ભૌતિક શાસ્ત્રીઓને લાગે છે કે પ્રભુએ એમની વિનંતિ સાંભળી છે પણ મને

તો લાગે છે કે એમના પોતાના જ ભયભિત થયેલા હૃદયના એ ધબકારા છે! કુદરતતો આશક, પ્રેમ ખોઇ બેસવાથી આજે એના પર જુલમ કરનારો થઇ પડયો છે!

પણ વ્યવહારુ માણસને આ બધી ભાંજગડ શામાટે જોઇયે? આ જગત ખરું છે કે સ્વપ્નું એની એને શી પંચાત છે? જો સંસાર મારી મરજી પ્રમાણે ચલાવી શકાતો હોય તો એટલું મારે માટે બસ છે. વિજ્ઞાન, જો, જે ધન્યક્ષણોથી આપણે જીવનને સુહાગી માનીએ છીએ તે જ લેઇ લે તો પછી એની તરફનો આપણો આદર ભાવ ઓછો થઇ જવો જોઇએ. મનુષ્ય જીવનમાં જે કંઇ ઉત્તમ છે તે તરફ તો આપણને પૂજ્યબુદ્ધિ રહેવી જોઇએ.

વિજ્ઞાને પ્રેમ મૂકીને સત્તા માટે જ્ઞાન જ્યારથી મેળવવા માંડયું ત્યારથી આ વિપરીત દશા થઇ છે વિજ્ઞાની સમાજ, ભવિષ્યમાં આવીને આવી મનોવૃત્તિ રાખશે તો છેક ક્રૂર થઇ જશે. [ પોતાના સ્વાર્થનો વિચાર જેમ ખરો પ્રેમી કરતો નથી તેમ જગતનું જ્ઞાન મેળવનાર કે હુન્નર ઉદ્યોગમાં વિજ્ઞાનનો લાભ અપાવનાર વિદ્વાને પણ સ્વાર્થના વિચારથી એ પ્રવૃત્તિમાં નહિ પડવુ જોઇએ. વિદ્યુત શકિત, વરાળયંત્રો અને આર્થિક બળોથી પ્રાપ્ત થતી સત્તા, વ્યકિતગત અને સામાજિક કલ્યાણને અર્થેજ વપરાવવી જોઇએ. એનાથી પ્રજા પ્રજા વચ્ચે કલહ કંકાસ વધે કે જબરા નબળા ને ખાઈ જાય એતો રાક્ષસી વૃત્તિ છે. એ માર્ગે કોઇનું શ્રેયકદાપિ થયું નથી અને થવાનું નથી. ]

સ્વાર્થને અને પ્રેમને બનતું નથી. સ્વાર્થ ત્યાગ કરવાથી જ પ્રિયતમ સાથે સાચો યોગ થશે. અને હુન્નર ઉદ્યોગ અને કળાકૌશલ્યમાં ખરી લાયકી પણ ત્યારે જ આવશે. વિજ્ઞાને જે નવું બળ મનુષ્યોને આપ્યું છે તેમાં જો માનવતાના અંશો ભળે તો જ સારું. ઈતિહાસના અભ્યાસથી કે પોતાના અનુભવથી જે વિજ્ઞાનવાદીઓ, મનુષ્યોની

લાગણીઓનો વિચાર કરી શકશે અને હૃદયના જે ભાવો સ્ત્રી પુરુષોને રંગી નાખે છે તે તરફ કંઈ કોમળતાથી જોઈ શકશે તો જ સલામત રહેવાના નહિ તો નહિ.

ધર્મ સિવાયનુ વિજ્ઞાન આસુરી છે. મનુષ્યે આત્માના એવા ભાગતો ન જ પાડી નાખવા જોઇએ કે જેથી આત્મા જુદો અને દેહ જુદો થઈ જાય. ધર્મ જીવન વગરનું વિજ્ઞાન ખરું સત્ય નહિ પામે દયા, ભ્રાતૃભાવ, સ્નેહ, પ્રેમ કે ભક્તિ એ બધાં પ્રેમનાં જ પરિણામો છે; અને હૃદયમાં પ્રેમભાવ કેળવ્યા સિવાયનું વિજ્ઞાન શુષ્ક રહેશે. કલાપ્રીતિ, સૌન્દર્યગ્રહણ કરવાની રસિકતા કેળવવાથી આવે છે અને એકલા વિજ્ઞાનનું અનુશીલન તો રસિકતા વગરનું રહેશે. પ્રેમ, ભક્તિ અને રસિકતાને જીવનમાં ઉતાર્યાથી અને એની સાથે વિજ્ઞાન જે જ્ઞાન આપે છે તેનો યોગ કર્યાથી સાચો આનંદ પણ પ્રાપ્ત થશે અને બધી શુભ મનોકામનાઓ સિદ્ધ થશે.

જીવનનું ધ્યેય શાંતિ છે. પણ ખરી શાંતિ મૃત્યુ લોકમાં મળતી નથી પરંતુ એના બદલામાં સુખ, આનંદ અને જીવનભર આનંદ સમાધી જેવી સ્થિતિ તો ઉતરોત્તર પ્રાપ્ત થઇ શકે છે. આશયો શુદ્ધ હોય અને એને પહોચવા માટે ભગીરથ પ્રયત્ન જીવનભર ચાલ્યાં કરે તો જ એવી પરમાનંદની સ્થિતિ પ્રાપ્ત થાય છે.

કવિ, ભક્ત કે સાધુના આશય શુદ્ધ છે. પ્રિયતમની પૂજામાં જ એમને સંતોષ મળે છે અને તેથી સંસારમાં એમનું સ્થાન ઊંચું છે.

આપણી ભાષામાં કહીએ તો "જ્ઞાન, ભક્તિ અને કર્મનો સુયોગ જેણે જીવનમાં કર્યો છે તેવાં મનુષ્યો" મૃત્યુ વખતે જરૂર એટલું તો કહી શકશે કે અમે જીવતર એળે ગુમાવ્યું નથી. એ

કહેશે કે સુંદર પૃથ્વી અમે જોઈ છે. સંધ્યાકાળે રંગોથી એ શોભતી હતી. પ્રાતઃકાળે વૃક્ષો, ફૂલો અને ઘાસપર ઝાકળનાં મોતી ચળકતાં હતાં. બરફનાં ચકચકિત હિમાલયનાં શિખરોનાં અમે દર્શન કર્યાં છે. વર્ષા પછી ગંધવતી પૃથ્વીને અમે સૂંઘી છે. અને ચોફાટ સમુદ્રને અમે ગર્જતો સાંભળ્યો છે.

ઉપર મુજબના આધુનિક તત્ત્વ વિચારોમાં એટલું તો જરૂર લાગશે જ કે એમાં ઘણું બળ છે. તત્ત્વજ્ઞાનની મશ્કરી કરવી સહેલી છે. એમાં પહેલાંના તત્ત્વજ્ઞાનીઓ કરતાં "શું નવું કહ્યું," એમ પણ લાગે એવું છે. પરંતુ યુગે યુગે જીવનદૃષ્ટિ બદલાતી રહે છે અને તેથી આપણા જ યુગની જીજ્ઞાસા વૃત્તિને પોષે એવું જો ઉપરના સત્સંગથી ઉપજાવી શકાયું હોય તો આ બધો શ્રમ સફળ થયો છે એમ હું માનીશ.

આમાં આપણા દેશના પ્રાચીન કે અર્વાચીન તત્ત્વજ્ઞાનીઓને જાણી જોઇને લીધા નથી. કારણ કે એમને વિષે આપણે ઓછુંવત્તું જાણીએ છીએ. પરંતુ એક જ પરમ સત્યને આપણા દેશના કે પરદેશના બ્રાહ્મણો કેવી બહુ બહુ રીતોથી દર્શાવે છે એ જાણવું પણ ખરા મુમુક્ષુને આનંદ દાયક અને પ્રેરક થઈ પડશે.

હાલના તત્ત્વજ્ઞાનીઓમાં વિજ્ઞાન અને ધર્મનો જે સહકાર જામ્યો છે એથી પણ આપણને આનંદ થવો જોઇએ. બંને ભૂતકાળમાં લઢી લઢીને બહુ થાકી ગયાં છે. નવી પ્રીતિ બંનેને પ્રેરક થઇ છે અને એમનો સમન્વય મનુષ્યોને જરૂર શ્રેયઃસ્કર નીવડશે.

આટઆટલું થયા છતાં દ્વૈત અદ્વૈતની ભાંજગડ પતી નથી પણ જીવન જ જેને ધર્મમાં ઉતારવું છે તેને દ્વૈતરૂપે કે અદ્વૈતરૂપે જે જોઇએ છે, તે મળી રહે છે એટલું ઉપરની જ્ઞાન ચર્ચાથી ફલિત

થશે. આધુનિક તત્ત્વજ્ઞાનીઓમાં સાંપ્રદાયિક વૃત્તિ પણ હવે ઝાઝી નથી. અનેક વિભાગો પાડ્યા છતાં એ બધા અરસ્પરસ સહિષ્ણુ બની ગયા છે. કોઈ પણ એવો દાવો કરતો નથી કે હું જ ખરું સત્ય પામ્યો છું અને બીજા ખોટા છે. તેમ જ્ઞાનનું ક્ષેત્ર મપાઈ ગયું છે અને "સમાપ્ત" લખી શકાય એમ છે એવું પણ કોઇ કહેતું નથી.

વાદે વાદે તત્ત્વનો બોધ થઈ જાય છે એ વાત સત્ય છે અને ઉપરના સત્સંગને પરિણામે પરમતત્ત્વનો કંઈ તો બોધ થશે જ એ વિષે મને શક્ય નથી.

## સંતના લક્ષણ

પ્રભુનું સીધે સીધુ બહુ જ નજદીકથી અને પોતાના જ અંતઃકરણ દ્વારા જે દર્શન કરી શકે તેને સંત કહેવા જોઇએ. સંતને જ્યારે આમ સમજીએ છીએ ત્યારે એમાં ગૂઢ કે અગમ્ય જેવું કશું રહેતું નથી.

આવી વૃત્તિ કેળવવી એ મનુષ્યનો ઉચ્ચમાં ઉચ્ચ અધિકાર છે છતાં સાધુસંત શબ્દને ચમત્કાર કે જાદુઇ શક્તિઓ સાથે જોડી દઇ જે રીતે એને હલકો પાડવામાં આવ્યો છે તેમાં ધાર્મિક અનુભવોની હું કમનસીબી જોઇ રહ્યો છું.

ભક્તો અને સંતો પ્રભુનો એકાંતમાં ઉપભોગ કરે છે અને તેથી જ આવું સુખ અવિનાશી ગણાય છે. એ દિવ્ય સુખ અંતઃપ્રેરિત હોય છે.

ઘણીવાર એમ ધારવામાં આવે છે કે ભક્તના આવા આધ્યાત્મિક સુખ માટે કોઇ પ્રેરણા જેવી શક્તિની જરૂર નથી પણ બુદ્ધિ લાગણી અને ઇચ્છા શક્તિને એકત્ર કરવામાં આવે તો બસ છે.

પરંતુ આપણો સાધારણ અનુભવ પણ એવો છે કે કલા, વિજ્ઞાન કે કવિત્વના પણ ઉચ્ચ આનંદ માટે અમુક જાતનું બંડખોર તલસ્પર્શી, સીધું અને આંતરિક યોગત્વ મેળવ્યા સિવાય તે સત્યને પણ મેળવાતું નથી તો પ્રભુના કે આત્માના સાક્ષાત્કાર માટે તો ખાસ પ્રેરણા જોઇએ જ.

આ પ્રેરણાને કોઇ આત્માનું તપ કહે છે. કોઇ યોગ કહે છે કોઈ પ્રકાશ કહે છે. ટેનીસન એને સ્વર્ગ કહે છે. સેઇન્ટ જહોન ઓફ ધી ક્રોસ કહે છે કે "આત્મા ! તારા આ સુખની તું ડાંડીપીટ જગતને જાહેર કર." પણ પછી પાછો કહે છે "નાના બોલીશ નહિ. કોઇએ સુખની મૃદુ લહરીઓને ઓળખવાનું નથી અને તારી વાત કોઇ સાંભળવાનું નથી. જે માખીએ, એકવાર મધનો સ્વાદ લીધો તે તો લપટાઇ જ સમજો. પછી એ ત્યાંથી ઊડીને બીજે કંઇ જતી નથી."

પ્રભુ સાથે જેણે આવો યોગ અનુભવ્યો છે તેમનું જીવન પણ પ્રભુમય થવું જોઇએ. દૃઢ નિશ્ચળ અને અખૂટ પ્રેમથી એ ભગવાન સાથે જોડાયલા રહે છે. કહેવાતા ચમત્કારો કે યોગની સિદ્ધિઓ કે ઇષ્ટ દેવતાઓનાં દર્શન એ યોગીપણાનાં કે ભક્તનાં કે સાધુ સંતનાં મુખ્ય લક્ષણ નથો. એવી સિદ્ધિઓ તો ઉલટી ત્યાજ્ય છે. સંતનાં ખરાં લક્ષણ પ્રભુ સાથેની પ્રેમ સગાઇનાં છે. સારાં કામ કરવાં, ધર્મની ખાતર કષ્ટ વેઠવું અને ખૂદ પ્રભુ જેવા થવાનો પ્રયત્ન કરવો એ એનામાં જોવા મળશે.

દેશ દેશના કે ગમે તે ધર્મના સંતો બધા એક સરખા જ હોય છે. એમનો આત્મા સાક્ષાત્કાર કે પ્રભુ સાક્ષાત્કાર સરખો જ હોય છે. મન, બુદ્ધિ, હૃદય અને વાસના વગેરે બધી શકિતઓ આવા ભકતજનો, પ્રભુની પૂજા અર્થેજ ખર્ચે છે. જ્ઞાન, કર્મ અને ધ્યાન

સાથે એવા ભક્તો અંતઃકરણ પણ પ્રભુમાં જ પરોવે છે અને ઈશ્વર પ્રેરિત જીવન ગાળે છે.

પ્રભુ માટેની પ્રેરણા એમની જાગતી જોધ હોય છે અને સર્વભાવથી, સત્યનું જે દર્શન એ કરે છે તે બુદ્ધિગમ્ય ન કરાવી શકે તો કોઈ વખત તમારે માનવું નહિ એવી મારી સલાહ છે. સાચું દર્શન હમેશાં કોઈને કોઈ રીતે સમજી શકાય એવું જ હોય છે. એમનું જીવન જ એમનો અનુભવ સાચો છે એ વાત સ્પષ્ટ કરે છે.

જેનું મગજ ગૂંચવાયલું હશે, જે સ્વપ્નો જેવા દેખાવો જોયા કરતો હશે, ભ્રમણાઓમાં પડચો હશે, જેના જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઈ જતા હશે તેને સાચું દર્શન થવાનું નથી.

ખરા સંતની કલ્પના શકિત તેજસ્વી હશે એની બુદ્ધિ તિક્ષ્ણ, ચોક્કસ અને સાચા નિર્ણય કરે એવી હશે. શંકરાચાર્ય કે યાજ્ઞવલ્કય, સ્પીનોઝા કે ઓગસ્ટાઈન સાચા સંતો હતા. એ પરમજ્ઞાની પણ હતા અને એમનાં વચનો આજ સુધી અમર છે.

તેમ છતાં બધા સંતોને કંઈ તત્ત્વજ્ઞાનની હોવાની પણ જરૂર નથી. આવેશપૂર્ણ જીવન ગાળવું એ પણ આવશ્યક નથી. બધા પ્રવૃત્તિમાં પણ ભલે ના પડે. એ બધા નિવૃત્તિ પ્રવૃત્તિના ભેદ પણ સ્વભાવ ઉપર આધાર રાખે છે.

પરંતુ ખરા સાધુ સંતમાં એક માર્ગની તો પૂરેપુરી આવશ્યકતા છે અને તે એ કે જ્ઞાન કર્મ કે ભકિત ત્રણમાંથી એકનું તો પ્રાધ્યાન્ય એનામાં હોવું જ જોઈએ.

બુદ્ધિ બળ, અને વિચારોની સ્પષ્ટતા, પણ ખરા સંતમાં યોગ્ય પ્રમાણમાં હોય છે. અનુભવ એ એનું સાચું ધન છે અને સત્યનું દર્શન એણે પોતાના અનુભવ દ્વારા મેળવ્યું હોય છે.

સ્નેહ, ભક્તિ, પ્રેમ, દયા, કરુણા, મૈત્રિ, મૃદુતા, રસિકતા ઇત્યાદિ મૃદુ લાગણીઓ સંતજનોમાં ખીલે છે અને એ બધી એને પ્રભુનો અનુભવ કરવામાં મદદ રૂપ થાય છે. એના હૃદયના ભાવો ઉભરાઇ જવા છતાં એ બુદ્ધિના અને વિવેકના અંકુશમાં રહે છે.

સાચા સંતનું જીવન શુદ્ધ નીતિમય અને સંસારને કલ્યાણકારી હોય છે. એમને નીતિ ધર્મની જરૂર નથી એ વાત જૂઠી છે. બીજા કરતાં ઉલટી નીતિ અને ધર્મ અને સદાચારની જરૂર એમને વધારે છે. નિર્મળ ચારિત્ર્ય વગર પ્રભુ દર્શન શક્ય જ નથી. પ્રભુનાં દર્શન જેણે જીવનમાં કર્યાં છે તેવા ભકતજનો તો પોતે પણ પ્રભુના જેવા જ પવિત્ર અને મહાન લાગે છે. એમના વિચારો સુંદર હોય છે અને આચાર પણ સુંદર હોય છે.

પ્રભુનું ધ્યાન કરવાથી ભકતો અને સંતોને અલૌકિક આનંદ અને દિવ્ય શાંત્તિ મળે છે. પ્રભુની પણ એમના પર ખૂબ મહેરબાની થાય છે.

પ્રભુની મહત્તા એ સમજે છે. આત્મપરીક્ષા અને આત્મ જ્ઞાન મેળવે છે અને ખૂબ નમ્ર થાય છે. સંસારનાં લોભ લાલચ એમને નડતાં નથી, જેમાં પ્રભુ ન હોય એવી કોઇ વસ્તુ સંતો લેતા નથી અને જે જે ચીજો એમને મળે છે તે બધી પ્રભુની સેવામાં જ વાપરે છે.

પ્રભુ સાથેના યોગથી પ્રભુનું સ્વરૂપ, પ્રભુના ગુણો બધું એના સમજવામાં બરાબર આવી જાય છે. જ્ઞાન એને સહજ છે. એ પોતે ભગવાન જેવો લાગે છે. પ્રભુનો પ્રસાદ, જ્ઞાન, પ્રતાપ, વૈભવ, શ્રી બધુ એને મળી જાય છે.

આવા સંત, મહંત અને સાધુ ભકતનું સંસારને શું કામ છે? એમ અત્યારના કહેવાતા સાધુસંતો ઉપરથી કોઇ પૂછે તો એનો જવાબ એ છે કે જે સંત, સમાજની ઉત્તમોત્તમ સેવા કરતો નથી.

એ સંત જ નથી રામદાસ સમર્થ, એવા સંતનું ઉત્તમ દૃષ્ટાંત છે.

સાચો સંત નિર્બળ નથી હોતો. એતો વીર હોય છે. કોઈ અદૃશ્ય શક્તિ એને જરૂરની વખતે અથાગ આશ્ચર્યકારક બળ આપ્યા કરે છે. એના આનંદ અને ઉલ્લાસનો પાર નથી. સંસારનું કલ્યાણ કરવાની અજબ શક્તિ એને ભગવાન સદાકાળ આપ્યા કરે છે.

એને સાચો ગુરુ પોતાના અંતઃકરણમાં મળી ગયો હોય છે. એના આત્મ વિશ્વાસનો પાર નથી. એનો અંતર્યામિ એને હમેશાં સાચે જ માર્ગે લઈ જાય છે. સત્ય અને ન્યાયનો માર્ગ એ કદી ચૂકતો નથી. સારાપણું અને સદાચાર કેવાં હોય તે આવા સાધુ પુરુષને જોવાથી સમજાય છે. પ્રભુના ધ્યાનમાં એ નિમગ્ન રહે છે અને મનુષ્ય બંધુઓની નિરંતર સેવા કરે છે.

વિશ્વ બંધુત્વ, જ્ઞાન, શુદ્ધ હૃદયના ભાવ, નીતિ અને ધર્મને માટેનો ઉત્સાહ એ બધું હોય છતાં પ્રભુની જુદાઇ એનાથી ખમાતી નથી. એ બધાં પ્રભુ સાથે યોગ કરવાના સાધન તરીકે એ વાપરે છે. એને સદેહે મુક્તિ અને આનંદ સમાધીનું સુખ મળે છે.

સંત, સાચો દૃષ્ટા થાય છે. એનાં ચર્મચક્ષુ સાક્ષાત્ પ્રભુનું દર્શન કરી શકે છે. ઉચ્ચ પ્રભુમય જીવન નીચે એને શક્તિ મળે છે. જનસમાજનું વધારે જ્ઞાન, સંસાર પર અતિશય પ્રેમ અને લોક સેવા માટે અનેક પ્રકારના સ્વાર્થત્યાગ કરતાં એને ઉલ્લાસ આવે છે. એનો ખરો ન્યાયાધીશ એ પોતે જ હોય છે.

# ચેતન

આનંદ કરો! પર્વતોમાં ગડગડાટ સંભળાય છે;
ખીણોની લીલી ઘાસ પર લાંબા પડછાયા પડે છે.
વર્ષાદ આવ્યો; ભૂતકાળનાં સૂકાં ઠૂંઠાં સજીવન થાય છે;
એ મરેલાં ઠૂંઠાં ને નવાં અંકુર ફૂટી રહ્યાં છે.
પેલા, ઊંચા ખડક ના શિખર ઉપર.
ગરુડ પક્ષી માળો બાંધે છે.
વસ્તુમાત્ર ચેતનથી મહાન બની રહી છે.
અરે સખા! ચેતન જગતને ભરી રહ્યું છે,
તું અને હું સદાને માટે જોડાઈ ગયા છીએ.
ચેતન, જળ જેવું છે.
રાજાઓ અને ભિખારીઓની તરસ એક સરખી રીતે એ છિપાવે છે.
રાજાનું પાત્ર, સોનાનું છે.
ભિખારીનું માટીનું છે.

પણુ બંને પાત્રો ચેતનરૂપી જળના ફુવારાના જોરે ભાગી જાય
તેથી બંને પોત પોતાનાં પાત્ર સાચવી સાચવીને ભરે છે.
પાત્રો તો બંનેને વ્હાલાં છે.
જગતમાં એકલા પડી જવાનું પણુ દુઃખ છે.
એકલ વાયાનો એકાન્ત વાસ ભયથી ભરેલો છે.
દિવસનો પ્રકાશ ચાલ્યો અને રાત્રિનો અંધકાર આવશે.
એ બ્હીક પણુ દુઃખ દાયક છે.
જળથી ભરેલી વાદળી વેરાઇ જાય છે
એ જોઈને પણુ દિલગીરી થાય છે.
પ્રેમ વગરનો જીવ ઘેર ઘેર ભટકે છે.
પણુ એની સાથે પ્રેમના બે શબ્દો પણુ બોલનાર કોઇ નથી.
કાળા પત્થરમાંથી પણુ જ્યારે
સુંદર મૂર્તિ કોરાય છે ત્યારે
ભક્તો એને પવિત્ર ગણે છે.
પણુ એ જ પત્થરની મૂર્ત્તિ
જે મંદિરમાં બિરાજમાન કરવામાં આવી છે
તે મૂર્ત્તિનાં દર્શન કરવા જનારા
પાસે એવા જ બીજા પત્થરો પડ્યા છે
તેના ઉપર તો પગ મૂકીને ચાલ્યા જાય છે.
ભાઇ, મિત્ર, સખા! તું આ જો!
ચેતન જગતને ભરી રહ્યું છે.
તું અને હું સદાકાળ યોગ પામેલા છીએ!

[ જે. કૃષ્ણમૂર્ત્તિ. ]

સત્ય એ સુખ છે. સત્યનો સાક્ષાત્કાર પૂર્ણ જીવન જીવવાથી થાય છે. સ્વાર્થમાંથી જેમ જેમ વિશેષ અને વિશેષ છૂટતા જઇએ છીએ તેમ તેમ વધારે સત્ય અને વધારે સુખ મળે છે.

આત્મપરીક્ષા કરો. દેહની કઈ કઈ વાસનાઓ તમને સ્વાર્થી બનાવી રહી છે તે શોધી કહાડો. તપાસ કરતાં માલૂમ પડશે કે બીજાં મનુષ્ય બંધુઓથી જુદાઈ કરાવનાર તમારી સંકુચિત મનોવૃત્તિઓ છે. આત્મરક્ષાની વિના કારણની ઘણી બ્હીકોના માર્યા તમે ધનસંચય કરો છો; કંજૂસ બન્યા છો, અને પોતાનું સંભાળીને બેસી રહેવાની ટેવો પડી છે એમ તમને તુરત માલૂમ પડશે.

કોઈને માટે તમે ઘસાતા નથી એટલે તમારે માટે કોઈ ઘસાતું નથી. તમે કોઈની સાથે બોલતા નથી એટલે કોઈ તમારી સાથે બોલતું નથી. તમે પોતાનો અનુભવ કે સુખનું વર્ણન કોઈની આગળ કરતા નથી એટલે કોઈ પણ એનાં સુખ દુઃખ તમને કહેતું નથી, આમ છતી વસ્તીએ તમે ઉજ્જડમાં રહો છો. પ્રેમ ચોગરદમ વર્ષી રહ્યો છે પણ તમેજ એકલા પ્રેમ વગર રહી જાવ છો. વિશાળ ચેતનથી ઉછળી રહેલો સંસાર તમારે મનતો ફક્ત તમારી એક સૂની ઓરડીમાં જણાય છે એટલો જ છે.

બુદ્ધિ પૂર્વક આ પ્રેમની લેવડ દેવડની મઝાનો વિચાર કરો. લાગણી વગરના હૃદય શૂન્ય બની, માત્ર પોતાનો જ વિચાર કરીને પડી રહેવાથી તમને શું મળવાનું છે? ડહાપણનો માર્ગ પણ પ્રેમ, સ્નેહ, ભક્તિ અને સેવામાં આપણું જીવન ખર્ચાય તે છે. તમારે સ્વાર્થ સાધવો છે? ઉચ્ચ સ્વાર્થ પરમાર્થથી જ સચવાય છે. જીવવું છે? બીજાંઓને માટે જિંદગી ખર્ચાશે તેમ જ જીવવામાં મઝા પડશે. બાકીતો પત્થર કે બહુ તો ઝાડ જેવા એકલશૂરા રહેશો. વ્હેતાં પાણી જ સજીવન અને નિર્મળ રહે છે—તળાવ કે કુંડનાં પાણી તો ગંધાઈ ઊઠે છે.

ચેતન સર્વવ્યાપક છે. વિશ્વવ્યાપી ચેતનનો યોગ એટલે મોક્ષઃ એ વ્યાખ્યા જો ખરી હોય તો એવો યોગ પામવા માટે મરણ પછી સ્વર્ગે જતા સુધીની વાટ જોવાની કંઇ જ જરૂર નથી. હમણાં અત્ય-

ઘડી, તમે આંખ ઉઘાડો એટલે એ જ વિશ્વવ્યાપી ચેતનનો વૈભવ સૌન્દર્ય રૂપે, સૃષ્ટિની લીલામાં, મનુષ્ય બંધુઓના પ્રેમમાં અને તમારા અંતર્યામિમાં તમે વિલસી રહેલો જોશો. ચેતન એજ સત્ય છે, અને સત્ય એ સુંદર છે. આ વાત સમજવી બહુ સહેલી છે પણ માની લીધેલી નિર્બળતાને લીધે આપણે ગુરુઓ મેળવવાની અને ધર્મોના સિદ્ધાંતોનું જ્ઞાન મેળવવાની ભાંજગડો કર્યા કરીએ છીએ. પૂજા, અર્ચા, પ્રાર્થના અને ધૂપ દીપ સળગાવી સળગાવીને વખત બગાડીએ છીએ. પણ આ સાચી–ખરી મદદ તમારા પોતાના સિવાય બીજું કોઇ આપનાર નથી.

સત્ય, અનંત ચેતનરૂપે, પૂર્ણપણે તમારી પાસે છે અને એનો અનુભવ મનને છૂટું મૂકવાથી અને હૃદયને ખેલાવવાથી થશે. દેહનાં સંકુચિત સ્વાર્થનાં ખેંચાણોમાંથી જીવને જેમ જેમ મુક્ત કરીશું તેમ તેમ એ પોતાનું સર્વ શકિતમાનપણું અનુભવશે. વપરાયાથી એ ધન ખૂટે એવું નથી, પણ જેમ બહુ વપરાય એમ બહુ વધે એવું છે. આવા પારમાર્થિક જીવન માટે એટલે પરમ અર્થ પામવા જે ઇચ્છે છે તેવા જીવને શરીરતો તંદુરસ્ત જોઇએ જ. એનું મન પણ, જિજ્ઞાસુ એટલે જ્ઞાન માટે આતુર હોવુ જોઇએ. શ્રવણ, મનન અને વાંચન તથા નિદિધ્યાસનને માટે તત્પર હોવું જોઇએ.

એણે પોતાનું હૃદય કોમળ લાગણીઓ વાળુ બનાવવું જોઈએ. એનાથી નિષ્ઠુર તો નજ બનાય; સ્નેહ, મૈત્રી, કરુણા, પ્રેમ, ભક્તિ મમતા, મુદિતા એ ગુણ હૃદયના છે, અને એ બધા પરમઅર્થ જેણે પામવો છે, સાચું સુખ મેળવવું છે તેને તો જોઇએ જ. તિરસ્કાર, ક્રોધ, ઇર્ષા, અભિમાન એ કશું એનાથી ન થાય.

સર્વ સંજોગોમાં મનોવૃત્તિ અને હૃદયના ભાવ બગાડવા નહિ, પ્રભુ પ્રાપ્તિ આ જીવનમાં જ કરવી હોય તો એ સાચવવું જોઈએ. દરરોજ જે બનાવો બને છે તેમાં રસ લેવો, અને નિત્ય અને નૈમિ-

નૈતિક ધર્મ યથાયોગ્ય રીતે બજાવવા એનું નામ ચેતન સાથે પ્રેમ. એજ ભગવાનની ભક્તિ. સત્યને ચહાનાર, ચેતન સાથે પ્રેમ કરનાર સ્વાર્થનાં બંધનો વટાવી જાય છે. વિવેક અને સમદૃષ્ટિ પામે છે.

સત્ય નારાયણની પ્રાપ્તિ આપણાં વર્ત્તન ઉપર જ આધાર રાખે છે. મન વાણી અને કર્મથી જેનું ચારિત્ર્ય શુદ્ધ છે તેને સત્યનાં દર્શન થાય છે. આત્મપરીક્ષા, વિચારશુદ્ધિ અને કર્ત્તવ્ય કર્મ બજાવવામાં ઉત્સાહ રાખવાથી આપણને આત્માનુભવ થશે. સત્ય-નારાયણ મળશે.

ઘણાં માણસો સંસારથી દૂર રહેવામાં અને પ્રવૃત્તિમાં નહિ પડવામાં આત્મસુખ મળતું હશે એમ માની નિવૃત્તિ સેવે છે; એ પણ યુદ્ધમાંથી નાસી છૂટવા તૈયાર થયેલા અર્જુન જેવાં છે. નિવૃત્તિ એ એક પ્રકારનું આળસ છે, કાયરતા છે. આળસુ માણસો પડ્યા પડ્યા કલ્પનાઓ અને અદ્‌ભુત વિચારવાયુઓને સેવી જાણે કૃત-કૃત્ય થતા હોય એમ માની મિથ્યા મોહને સેવી રહ્યા છે. એ યોગ-ભ્રષ્ટ સમજવા–સંસારના દુર્લભ મનુષ્ય જીવનને એ લોકો એળે ગુમાવે છે. કર્મ કરવાં અને નિષ્કામ ભાવ રાખવો એમાં જ સાચો એકાંત વાસ અને વિરાગ આવી જાય છે. ફળ ગમે તે આવો–આપણું કામ શુદ્ધ બુદ્ધિથી આપણાં કર્તવ્ય કર્મ બજાવવાનું છે. નિષ્કામ કર્મ કરનારને શાંતિ અને આત્મદર્શન મળે છે.

જ્ઞાન, ચારિત્ર્ય અને લોક સેવાથી જીવનમાં સમતોલપણું અને માધુર્ય મળે છે બુદ્ધિ અને હૃદય એકતાન થઇ શકે છે. ત્રીજું નેત્ર ખુલે છે. એને પ્રેરણા કહો, વિજ્ઞાન કહો, પ્રભુ દર્શન કહો કે આત્માનુભવ કહો એ બધું એકનું એક જ છે.

આત્માનુભવ જેને મળ્યો છે તે સાચી સ્થિતિ પામ્યો છે. જીવનમુક્તિ પામ્યો છે. એ મુક્ત એટલે સ્વતંત્ર છે. ધાર્યું કરે છે. પોતાનું નસીબ પોતાની મરજી મુજબ ઘડે છે. એને માટે કોઇ

વિધાતાએ કુંડળી માંડેલી નથી. પોતાની કુંડળી, એ નવાં નવાં જન-કલ્યાણનાં કામ કરતો જાય છે, તે પ્રમાણે એની મેળે ઘડાય છે. એનામાં વીરતા છે. સર્વશકિતમાન જેટલી શકિતનો એ અનુભવ કરે છે એ ખૂબ પ્રવૃત્તિમાં રહે છે છતાં અંતઃકરણમાં શાંતિ છે. ઉદ્વેગ નથી. પ્રભુમય જીવન જીવવામાં ગૃહસ્થ જીવન, શુદ્ધ વૈભવ કે પ્રેમ કે વાત્સલ્ય, બાધ રૂપ નથી. આસક્તિ એ જીવન બગાડે પણ અના-સક્તિ પૂર્વક પ્રાપ્ત ધર્મ અનુસાર જીવન જીવતો મનુષ્ય, સાચુ પ્રભુ-મય જીવન પામી શકે છે.

# મનુષ્ય, કુદરત અને જગત

## [ કુદરતમાંથી મનુષ્યમાં થઈને પાછા ચેતન પામવાનો માર્ગ ]

સૃષ્ટિ રચનાનું એક કામ પત્થર બની ચૂક્યો કે આ ગુલાબનું ફૂલ બની ચૂક્યું એટલે પૂરું થાય છે, અને આવી રીતે તે ભિન્ન ભિન્ન વસ્તુઓ, વનસ્પતિ અને પ્રાણીઓ એની પરિપૂર્ણ સ્થિતિને પામ્યાં એટલે એટલા પ્રમાણમાં સૃષ્ટિ રચનાની એક યોજના પરિપૂર્ણ થઈ ગઈ એમ માનવું એ સયુક્તિક છે.

ચેતનનો એક ઉછાળો એક અમુક પદાર્થ કે પ્રાણી બનાવવા માટે ઉપડચો, તે તે પદાર્થ કે પ્રાણી બની ચૂકયું પછી ગતિમાં મર્યાદિત થઇ જાય છે અને અમુક પ્રમાણમાં સ્થિર જેવો થાય છે, [ વાસ્તવિક સ્થિરતા તો શકિતના કોઈ પ્રવાહની નથી પરંતુ Dynamic and static વ્યક્ત અને અવ્યક્ત એ રૂપે શક્તિની વધુ અને ઓછી ગતિનાંરૂપ હોય છે–તે અર્થમાં સ્થિર શબ્દ વાપર્યો છે ]

પરિપૂર્ણ બનેલો જીવ કે અજીવ, આ પ્રમાણે મર્યાદિત રૂપ ધારણ કરે છે અને ચિત્રકારના પૂરા થયેલા કોઈ ચિત્ર જેવો એ બની રહે છે.

પરંતુ ચિત્રનું કામ પડી રહેવાનું નથી. એને જે જે કોઈ જુવે તેના હૃદયમાં ક્ષોભ કરવાની એની તાકાતનો લાભ ન લેવાય

તો એની મનોસૃષ્ટિ કે હૃદયતરંગ ઉત્પન્ન કરવાની દિવ્ય શકિત વ્યર્થ જાય છે.

જ્યાં જ્યાં આવી દિવ્ય શકિત પડી રહે તો ચેતન જડ બની જાય છે. સૃષ્ટિનું સર્જન નિરંતર ચાલ્યા કરવું જોઇએ તેને બદલે આતો માત્ર અસ્તિત્વ રહે છે, અને સર્જનની લીલા બંધ પડે છે. અસ્તિત્વ એટલે છે, છે ને છે: એવી સ્થિતિ; અને સર્જન એટલે નિત્યને નિત્ય નવાં નવાં રૂપ લેવાતાં જાય એવો ચેતનનો પ્રવાહ.

શિલ્પીને કોઈ દર્શન થયું. નમ્રતા અને સ્વચ્છંદ એને બે સ્ત્રીઓમાં જોયો. એ બન્ને સ્ત્રીઓની એને મૂર્તિઓ ઘડવી છે. આરસનો પત્થર લઇને એમાંથી એક નમ્ર સ્ત્રી અને બીજી સ્વચ્છંદી સ્ત્રી એ ઘડી નાખે છે. નમ્રતા કેવી અનુકરણ કરવા યોગ્ય છે અને સ્વચ્છંદીપણું કેવું તિરસ્કાર પાત્ર છે એટલું એને કહેવું હતું, તે આ મૂર્તિઓ આબેહૂબ ઘડીને એણે કહ્યું.

હવે એનું કાર્ય અહીં, મૂર્તિઓ ઘડાઇ ગઇ એટલું પૂરું થાય છે. મૂર્તિઓમાં શિલ્પિના ચેતનનો ઉછાળો મર્યાદિત રૂપ ધારીને સ્થિર થઇને પડયો છે.

આજ મુજબ સૃષ્ટિની જીવ અને અજીવ ચીજો પરિપૂર્ણ દશાને પામ્યા પછી સ્થિર સ્થિતિને પામે છે- નિરપેક્ષ ચેતન એમાં છે તો ખરું. માત્ર એનો આગળ વધતો પ્રવાહ પિંજરમાં પડી જાય છે.

પરંતુ ચેતન તો વ્હેતું રહેવું જોઇએ. પિંજરના સળિયા એને નવાં નવાં સર્જનના આનંદમાંથી અટકાવી રહે એતો જુલમ થઈ જાય.

આથી વસ્તુ માત્ર અને એકે એક જીવ ઝંપીને બેસતાં નથી. દરેકના અંતરમાં સુખની શોધની તાલાવેલી–ખોવાયલી ચેતન પ્રવૃત્તિનો વેગ, પાછો મેળવવાની ખૂબ ઇચ્છા રહ્યાં કરે છે.

અજીવ કરતાં જીવ સૃષ્ટિમાં આ તાલાવેલી વધારે સ્પષ્ટ પ્રમાણમાં આપણે જોઇ શકીએ છીએ. અને જીવસૃષ્ટિમાં સૌને મોખરે મનુષ્ય હોવાથી મનુષ્યને આપણે કોઇ સ્થિતિમાં જંપીને બેસી રહેતો ભાગ્યે જ જોઈએ છીએ.

ચેતન એટલે જ નવું નવું સર્જન કરવાની ચાલુ પ્રવૃત્તિ. એ ન હોય ત્યાં જીવન નથી એમ સમજવું. એ ન ચાલુ રહે તો જીવતર નથી જીવાતું, પણ મોત છે એમ સમજવું જોઈએ.

સર્જનની લીલા, આનંદ, અનુભવ મનુષ્યને જડ જેવી સ્થિતિમાંથી મુક્ત થઇ દેહની મર્યાદાઓ તોડી, સ્વાર્થની વાસનાઓ ક્ષુદ્ર ગણી, વિશાળ પ્રવૃત્તિઓમાં એ જ્યારે ભાગ લે છે અને સક્રિય બને છે ત્યારે મળે છે. નિષ્ક્રિય સ્થિતિ બિલકુલ સ્વાભાવિક નથી. સ્રષ્ટાની સૃષ્ટિકર્મની લીલામાં જે આનંદ ઉછળી રહ્યો છે તેનો અનુભવ કરવો હોય તેવા મનુષ્યો તો જરૂર સક્રિય જોઈએ.

મર્યાદિત બનીને દેહરૂપી પિંજરમાં પડીને આપણે નિષ્ક્રિય થયા છીએ. સંસારની કેવળ આપણી ચાલે છે એવીને એવી સ્થિતિમાં પડ્યા રહેવાની મંદ બુદ્ધિથી, આપણે ચેતનના ઉછાળા અનુભવતા નથી અને ઉચ્ચ આનંદરસની ઝડીઓની મઝા ગુમાવીએ છીએ.

સર્જનની ખોવાયલી પ્રેરણાઓ પાછી મેળવવી એનું નામ ધર્મ. સ્થિરતામાંથી જગતના કુદરતી પ્રવાહમાં પડવું અને એ પ્રવાહમાંથી મનુષ્ય તરીકે આપણામાં જે કંઇ વિશેષતા છે તે શોધી કહાડવી એમાં સાચો માનવધર્મ રહેલો છે. જિંદગીની એ જરૂરિયાત છે. આત્મપરીક્ષા કરવાની શકિત એકેએક મનુષ્યમાં હોય છે. પોતપોતાનો પ્રકૃતિ ધર્મ શોધી કહાડવો અને કર્તાના બહુરૂપી બજારમાં, એકરૂપ નવું–આપણી તરફનું પણ નવું–બનાવીને મૂકવું, એ આપણી ફરજ છે. દેહ અને સંસાર આપણને પોતાના

આહાર, નિદ્રા, ભય અને વંશવૃદ્ધિના જ સ્થૂળ કામમાં ખેંચ્યા કરશે. ભગવાનના સર્જન કાર્યમાં આપણે જ્યારે જ્યારે નિસ્વાર્થ પ્રકારના કોઈ કાર્યમાં જોડાઇશું, ત્યારે દેહ પોતાના જ ધર્મ બજાવવા આપણને આગ્રહ કર્યા કરશે, અને કામ, લોભ અને અહંકાર, પ્રભુના દિવ્ય કાર્યમાં જોડાતા અટકાવશે. આત્માનો સ્વભાવ તેમ છતાં પિંજરમાં જ પુરાઇ રહેવા સર્જાયલો નથી. રાજહંસ માનસરોવરનો અધિકારી છે. આત્માનું કામ પ્રભુના અલૌકિક નાટકના નટ બનવાનું છે. સૃષ્ટાને સૃષ્ટિને જે નવાં નવાં રૂપ આપવાનાં છે તેમાં ભાગીદાર થયા વગર એને મનુષ્ય જીવનનુ સાર્થક થયું છે એમ કદાપિ લાગતું નથી. વ્હેલો કે મોડો મનુષ્ય પોતાનું જીવન કાર્ય શોધી કહાડશે અને એ હાથ લાગતા સુધી એ ખરો સંતોષ પામવાનો નથી.

પણ આ કરવું શું રીતે ? સંસાર જ ચેતનના પ્રવાહને અટકાવી રહ્યો છે એ સંસાર પાસે જ એ પ્રવાહ ચાલુ કરાવવો પડશે. વિષય વાસનાઓને છેદીને નહિ. વાત્સલ્ય, પ્રેમ, ધન અને કીર્તિ વગેરેનાં પ્રલોભનો શુધ્ધ કરીને, આત્મધર્મ પ્રાપ્ત કરવો પડશે. દેહને સમજાવવું પડશે કે અર્થ, અને કામના પુરુષાર્થ ધર્મને આધીન રહીને બજાવીશ, ધર્મને ઓળીને જો તારી સેવા કરીશ તો તારું એ હિત નથી અને મારું એ નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર જીવનના પરમ પુરુષાર્થ છે, અને મોક્ષ એટલે જીવનમુકિતની દશાઃ ધર્મના અંકુશમાં રહીને જે દિવસથી હું કર્ત્તવ્ય કર્મ કરવા માંડીશ તે દિવસથી એ પ્રાપ્ત થશે. મરણ પછીની સ્થિતિ સુધી મોક્ષને માટે ખોટી થવાના ખ્યાલ ભૂલ ભરેલા છે. જનક રાજા વિદેહી કહેવાતા તેનું મોટું રહસ્ય જીવતાં જ એ દેહનાં અયોગ્ય બંધનો માંથી સ્વતંત્ર રહીને પોતાના આત્મધર્મ બજાવી શકતા હતા તે છે.

ચેતનને સ્થંભાવી રાખે એવું રેલ્વેના છેલ્લા સ્ટેશનથી ગાડી આગળ જ

જતી નથી એવું—આપણું સંસારી જીવન ન બની જવું જોઇએ. આપણો સંસાર તો જીવનને પોતાના સ્થળેથી ઉપાડે અને દૂર દૂરની સફરે મોકલે એવો બનવો જોઈએ. ગુલામી તો એ રીતે છૂટે. સંસારને ઉન્નતિનું સાધન બનાવવાથી આત્માની બેડીઓના તાળાં તૂટશે. આપણે હાથે જ આપણે એ બેડીઓ પ્હેરી છે તે આપણે જ હાથે તોડીને સૃષ્ટિની નવી નવી કૃતિઓ આપણે કરીશું. જીવનનો એ અમૂલ્ય લ્હાવો છે. મનુષ્ય એ જગતનો એક ભાગ છે અને પ્રભુનો પણ ભાગ છે. જોનાર અને જોવાનું એ બંને એમાં ભર્યાં છેઃ પ્રકૃતિ પાછી ફરી પરમ પુરુષનો યોગ, મનુષ્ય જીવન દ્વારા જ સાધી શકે છે.

મનુષ્યમાં ચેતનનું સ્થિર થઇ ગયેલું અસ્તિત્વ જ માત્ર ચાલુ રહેવા સંભવ છે. તેની પાસે નવી નવી સૃષ્ટિઓ સર્જાવવી એ મનુષ્ય જીવનનો હેતુ છે. કારણ એ છે કે મનુષ્યમાં જગતને કર્તારૂપે સક્રિય બનાવવાનો સુંદર જોગ છે. કુદરતમાં આવો સંજોગ બીજે ક્યાંયે નથી. જ્ઞાતા અને જ્ઞેય, સૃષ્ટા અને સૃષ્ટિ, પુરુષ અને પ્રકૃતિ, સચેતન અવસ્થામાં એકલા મનુષ્યમાં જ છે. બીજે છે પણ મનુષ્યના જેવી ભાનવાળી દશા, કહેવાતી જડ, વનસ્પતિ કે પ્રાણી સૃષ્ટિમાં નથી.

મનુષ્ય, જગતરૂપે કુદરતને સમજે છે અને સમજનારરૂપે એ પોતાને પણ સમજી શકે છે. સમજનાર કે જ્ઞાતા રૂપે જે જગત એના દેહમાં અને ઇન્દ્રિયોમાં ભરાઇ રહ્યું છે, તેની પાસે એ ખુદ ભગવાનના જેવાં માનસિક, ભૌતિક અને આધ્યાત્મિક કાર્યો કરાવે છે.

વ્યક્તિત્વ ખીલવવું, નવા નવા વિચારો કરવા અને સિદ્ધાંતો રચવા; ખેતી વેપાર કે શોધખોળના કોઇપણ પ્રદેશમાં સમાજને એક બે ડગલાં આગળ લઇ જવો; ચિત્રકાર, શિલ્પી કે કવિ બની, લલિત કલાનાં નવાંનવાં સાધન સંસારને પૂરાં પાડવાં, બ્રાહ્મણરૂપે કે ક્ષત્રિય રૂપે, વૈશ્યરૂપે કે શુદ્ર ભાવે, સમાજની આજ સુધીમાં નથી બની એવી સેવા કરવી; એમાં નવાં સર્જનના યોગ રહેલા છે. સંસ્કૃતિના

નવા યુગ, વ્યક્તિઓ પોતપોતાની ગુપ્ત શકિતઓ, સ્વભાવ ધર્મ ને વફાદાર બની ખીલવે, તો બધે ઇશ્વરનો જયજયકાર થઈ જાય એવું છે. સૃષ્ટિ રચાઇ રહી છે એમાં મનુષ્યનું સ્થાન અપાર્થિવ છે. ખુદ સૃષ્ટાના કાર્યને આગળ ચલાવવાનો ઉચ્ચ અધિકાર એને મળેલો છે. ખરું સુખ, ખરી મહત્તા, આત્માનો દિવ્ય અનુભવ અને બ્રહ્માનંદનો રસ આ દેહે જ મનુષ્ય જ્યારે પોતાને મળેલો આ અધિકાર ભોગવે ત્યારે મળે છે.

પરમ ચેતન ને જનસમાજમાં પૂર્ણ અવતાર લેવો છે. જન સમાજ આખો પરમચેતનના એક દેહ જેવો છે. એનું એક અવયવ સક્રિય બનતાં બધે એ લોહીનું રૂધિરાભિસરણ વેગથી ચાલે છે.

મનુષ્ય અદ્વિતિય છે, એનામાં પરમ ચેતનના સંપૂર્ણ ગુણો ભર્યા છે; એની સરખામણી કોઇ સાથે થઈ શકે એવી નથી. એની શકિતઓ અમર્યાદિત છે.

એની પાસે અમૂલ્ય ધનના જે ભંડાર ભર્યા છે તે એણે સમાજમાં ફરતા કરવા જોઇએ. દાટી મૂકવાથી કંઈ સાર નથી. આળસમાં પડી રહેવા કરતાં કે સ્વાર્થની જ ટૂંકી પ્રવૃત્તિઓમાં નહિ પડી રેહેતાં એણે જનસમાજને ઉપયોગી થવામાં પોતાની શકિતઓ વાપરવી જોઇએ. જેમ વધારે કામ કરશે તેમ એની મૂડીના પ્રતાપ એ વધારે સમજશે.

એની પોતાની જ શકિતઓનું રૂપાંતર કરવાથી એ આત્માનુભવનો, ઉચ્ચમાં ઉચ્ચ આનંદ લઇ શકશે. એને કંઇ ખિલવવાનું નથી નવું ઊભું કરવાનું નથી; એની પાસે બધું છે એનું માત્ર એને પ્રદર્શન કરવાનું છે. જે સોનુ એની તીજોરીમાં પડયું છે એને રાજ્યની ટંકશાળની છાપ પડાવી બજારમાં ફરતું કરવાનું છે. આખા બજારને–વેપારના એક એક ક્ષેત્રને, એનું ધન સહાયક બનશે અને સાધનસંપન્ન કરી નાખશે. જે ચેતન એનામાં ભર્યું છે તેને

સૃષ્ટિના કાર્યમાં સંસારની નવી નવી લીલામાં વપરાવવા દો.

પૂર્ણ અને શુદ્ધરૂપે પછી એ મનુષ્ય, પરમાત્માના સર્વવ્યાપી ચેતન સાથે એકરસ થઈ શકશે. પ્રભુજીનો મહિમા એની દ્વારા પ્રસરતો એ જોશે અને બ્રહ્માનંદનો સાક્ષાત્કાર કરશે.

સ્વતંત્રતા, સંપૂર્ણતા અને સહજ પ્રેરણાથી દિન પ્રતિદિન એ પ્રભુમય જીવન ગાળશે, અને એનાં કામ જોઇને લોકો કહેશે કે "ધન્ય પ્રભુ! ધન્ય તારો પ્રતાપ!" એને જોઇને લોકો ભગવાન કેવા છે તે સમજી શકશે.

મનુષ્ય જીવનનો આ આદર્શ છે. એ પ્રાપ્ત કર્યા વગર જે અનંતધામથી નીકળી આપણે સૃષ્ટિમાં અવતાર લીધા હતા તેનું ચક્ર પૂરું થતું નથી. પ્રભુમાંથી જગતમાં આવ્યા અને હવે જગતમાંથી પ્રભુ તરફ વળવાનું મનુષ્યજીવનમાંથીજ બની શકે છે. એ અવસર જે ગુમાવશે તે હાથમાં આવેલો રત્નચિંતામણી ખોઈ બેસશે.

ધારો કે એક ચિત્રકાર છે. કોઇ દિવ્ય આંતરિક પ્રેરણાને બળે એણે અનેક સુંદર ચિત્રો દોરી કહાડયાં. એને પોતાની શક્તિઓનું ભાન પણ નહતું. બધા ચિત્રોનું એ પ્રદર્શન ગોઠવે છે ત્યારે એને ઓચિંતો ખ્યાલ આવે છે કે મારી બુદ્ધિ તો ચમત્કારિક લાગે છે! આ મારાં ચિત્રો બહુ સુંદર અને અદ્ભુત છે! આવીજ રીતે પોતાની શક્તિઓનો ઉપયોગ કરતાં ઘણીવાર માણસ પોતેજ પોતાના ઉપર મુગ્ધ થાય છે. પછી એ પૂજાનાં ફૂલ પોતાને જ માથે ચડાવે છે અને આત્મસન્માનથી પ્રેરાઇ પોતાનું જીવનકાર્ય હાથ આવ્યાથી ખુશ થાય છે.

ભગવાનનો અલૌકિક રાસ રમાઈ રહ્યો છે એની રંગભૂમિના એક સમજદાર નટ બનવું એ પરમ સૌભાગ્ય છે " આજ દિન સુધી મારા જીવનનો ઉદ્દેશ હે ભગવાન! મને જડયો નહોતો. આજે બહુ મહેનતે મને એ જડયો છે. તારા કાર્યમાં મારું જીવન આજથી

નિવેદિત થાઓ " એમ કહી એ દિક્ષિત, પોતાના ભાગમાં આવેલાં કામ ઇશ્વર પ્રીત્યર્થે પોતાને માટે કોઇ પ્રકારનો સ્વાર્થ સાધવાના હેતુથી નહિ, પરન્તુ નિષ્કામ ભાવે ઉત્સાહપૂર્વક બજાવે છે અને આનંદ સમાધિનું સુખ પ્રાપ્ત કરે છે.

સૃષ્ટિ એને સુંદર લાગે છે. મનુષ્યબંધુ તરફ એ ખૂબ પ્રેમ કરે છે. પોતાનું કામ એને પૂજા જેવું પવિત્ર લાગે છે. જ્ઞાન, ભક્તિ અને કર્મ દ્વારા એ વિશ્વવ્યાપી ચેતન સાથે યોગ પામે છે અને સંસારમાં સ્વર્ગ લાવી મૂકે છે.

ચેતનનો વિલાસ અનંત છે. એકેએક મનુષ્ય પાસે ભગવાન જગતરૂપી પુસ્તક લાખ અને કરોડમી વાર વંચાવે છે, પણ એકે એક વાર એના વાંચનમાંથી નવા ને નવા અર્થ નીકળતા જાય છે !

શુદ્ધ ચૈતન્યમાંથી ચેતનરૂપી તણખા છૂટા પડયા છે. એ બધા પોતાના મૂળ ગુણોનો અનુભવ કરે છે ત્યારે સૃષ્ટિનું રહસ્ય કરોડો અને અબજો રીતે સમજાય છે. સૃષ્ટિલીલાને અનહદ આટલા જ માટે કહી છે.

પરમાત્મા પોતે જ જ્યાં એકના બહુ થઇને સૃષ્ટિમાં પ્રસર્યા છે ત્યાં અસંખ્ય અને અનહદ તો એ થાય જ. સૃષ્ટિ આગળ અને આગળ વધ્યા જ કરવાની. ગુણાકાર ચાલ્યા જ કરવાનો. ચેતનની ભવ્યતા અને સૌન્દર્યનો પાર નથી. એકેએક વ્યક્તિમાં કંઇ ને કંઈ વિશેષતા રહેલી છે. દરેક વ્યક્તિ પોતાની જાતને મધ્યબિંદુમાં રાખી પોતપોતાનાં વર્તુળ દોરે છે. દરેક મૂર્ખ કે જ્ઞાની પોતપોતાના સંસાર રચે છે, અને એ સંસાર કંઈ પક્ષિઓના એક સરખા જ. માળા જેવા નથી હોતા. સૌ સૌના સંસારમાં કંઇને કંઇ નવું નવું જોવામાં આવે છે. વરાળયંત્રો, એરોપ્લેન, રેડિયો, સીનેમા, બોલ્શેવિઝમ, સત્યાગ્રહ, ત્રીસ–ત્રીસ માળનાં ઘરો, એ બધું પહેલાં ક્યાં હતું ? મનુષ્ય જીવનમાં પરમ ચેતન ભરાઇને ધક્કા માર્યા જ કરે છે. નવાં

નવાં રૂપ અને નવાં નવાં નામની હેઠળ રસાયણનાં મિશ્રણો જેવાં આશ્ચર્યકારક મિશ્રણો કર્યા વગર આદમજાત જંપતી જ નથી. એમાં એને મઝાહ પડે છે. દરેક વ્યક્તિ પોતાનું જ ખાસરૂપ પવિત્ર ગણે છે. એને એ સમગ્ર સંસારને ચરણે ભગવાનની ભેટ રૂપે ધરે છે. સૌ પોતપોતાનો આત્મસાક્ષાત્કાર આટલા પ્રમાણમાં તો થોડો ઘણો કરે જ છે. અને એ આત્મનિવેદનની ક્રિયાને શ્રદ્ધાપૂર્વક એ આધ્યાત્મિક ગણે છે.

પરમ ચેતનનું આ અલૌકિક નૃત્ય બહુ જ દર્શનિય અને બુલંદ છે!

દરેક મનુષ્યનું ત્યારે એ કર્તવ્ય છે કે એણે પોતપોતાના ખાસ ગુણ પ્રમાણે પોતાની જ નવી નવી સૃષ્ટિ રચવી. દુકાન ખોલવાનું, ખેતી ખિલવવાનું, ઘર બાંધવાનું, પૂલ બાંધવાનું, કવિતા રચવાનું, ગાવાનું, જે જે એને ખાસ પોતાનું કહી શકે તે તે, એણે પૂર્ણ વફાદારીથી ખિલવવું. તે તે ચીજ સંસાર આગળ ભક્તિભાવે પોતાની તરફથી ખાસ ભેટરૂપે રજૂ કરવી. એનું દેવતાઈ સ્વરૂપ સમજવું. સર્વ શક્તિમાનની જ એ પ્રસાદી માનવી.

આટલું કરવાથી પરમ ચેતનની સાથે એ એકતાન થઇ શકશે. જ્યાં જ્યાં નજર નાખશે ત્યાં ત્યાં એને પ્રભુનાં દર્શન થશે. એનું હૃદય પ્રભુના હૃદયના ધબકારાની સાથે સાથે ઉછળશે.

આ ખાસ ખીલવણી અને ખાસ નૈવેદ્ય તો સૌએ પોતપોતાને હાથે જ રાંધવાનું છે, એમાં બીજા કોઈની મદદ કામ આવવાની નથી. પરમ ચેતન, મનુષ્યને પોતાનું સર્વસ્વ આપી રહ્યું છે. મનુષ્યે પોતાનો ખાસ થાળ ભરીને સંસારરૂપી પ્રભુને ધરાવવો જોઇએ, એ નહિ કરવામાં આવે તો અમૂલ્ય યાત્રા નિરર્થક જશે.

જીવવું એટલે હોવું એવો અર્થ નથી, જીવવું એટલે કરવું, નકું બતાવવું એવો અર્થ છે; જીવનભર આપણે જાગ્રત રહેવું જોઇએ.

જેટલી જોવાની, સાંભળવાની, અનુભવવાની, વિચારવાની ઇત્યાદિ વસ્તુઓ પ્રાપ્ત થાય એ બધી સૂક્ષ્મભાવે ગ્રહણ કરવી જોઈએ એનાં આઘાત પ્રત્યાઘાત વિવેક પુરઃસર રચવા જોઈએ. સત્યને ખૂબ સમજવું. પ્રેમને હૃદયમાં ધારણ કરવો અને સૌન્દર્ય ઝીલવું એ પરમાત્માના સાક્ષાત્ દર્શન કરવા બરાબર છે. એ દર્શન કરવાં અને આપણું નૈવેદ્ય ધરાવી સચરાચર પ્રભુનો આરતિ ઉતારવાથી જ દર્શનનું પરિપૂર્ણ સુખ પ્રાપ્ત થશે. જીવનસાર્થક થશે. પરંતુ એ ક્રિયા જીવીએ ત્યાં સુધી ચાલવી જોઈએ. સમાધી ચડાવીને બેસી રહેવા જેવું આમાં નથી જ એ બરાબર ધ્યાનમાં રાખવાની જરૂર છે. આધ્યાત્મિક જીવન ઉગ્યું ત્યારથી જ આપણું ખરું જીવન શરૂ થાય છે. એ સમાપ્તિનો કાળ નથી પરંતુ આરંભનો કાળ છે.

# સ્વરૂપનું રહસ્ય

મર્યાદિત જગતનું પૃથક્કરણ કરીને જગત ક્યિાં ક્યિાં મૂળ તત્ત્વોનું બન્યું છે એ વિજ્ઞાનશાસ્ત્રીઓ આપણને કહે છે, તેમ છતાં પ્રસંગોપાત અમર્યાદિત વિશ્વાત્માની ઝાંખી પણ આપણને થયાં કરે છે. મનુષ્ય આત્માએ કેહેવાતા જડ જગત કે પ્રકૃતિની અભેદ્ય દીવાલોમાં તડો પડેલી જોઇ છે, અને એમાંથી પુરુષ અથવા પરમેશ્વરનાં દર્શન કર્યાં છે.

બુદ્ધિમાર્ગે તો આપણે ગુલાબના ફૂલની પાંખડીઓ ગણી શકીએ અને સુગંધ કેવા પ્રકારની છે તે કહીએ અને એ ફૂલનો ગુલાબી રંગ વર્ણવી શકીએ. પરંતુ એ પાંખડીઓની કોમળતા સુગંધની મૃદુતા અને રંગની શોભાનું એકત્ર દર્શન થવાથી આપણને જે આનંદ થાય છે તે પૂર્ણતાના એક સાક્ષાત્કારનો અનુભવ થાય છે તેનું પરિણામ છે.

એકલી બુદ્ધિ વસ્તુઓનું ભાગ્યું તૂટયું જ દર્શન કરાવે છે પણ કોઇ ખરો દ્રષ્ટા, જ્યારે હરેક વસ્તુને એના સંપૂર્ણ સ્વરૂપે જોઇ લે છે ત્યારે એનું સાચું સત્ય એનાથી જોવાય છે અને વિજ્ઞાની

કે ધર્મશાસ્ત્રી એવી દૃષ્ટિની ગમે એવી મશ્કરી કરે તો પણ દૃષ્ટાનો અનુભવ, આપણે સાચો માનીએ છીએ.

આવી વસ્તુના સંપૂર્ણ સ્વરૂપની દૃષ્ટિ જ્યારે આપણને મળે છે ત્યારે એની ઝીણીઝીણી વીગતોનો તો આપણને ખ્યાલ પણ રેહેતો નથી. એના અંગને પછી આપણે ગણવા નથી બેસતા. એ ક્રિયા વર્ગમાં આવ્યું તે જોવા નથી રહેતા અથવા એને પારખી રાખવાને શું કરવું તેનો પણ વિચાર કરવા નથી બેસતા. કારણ કે હવે તો આપણે એ વસ્તુના હાર્દને અથવા આત્માને પામ્યા છીએ. એ અનુભવનું ખર પણું કેટલું તેનું માપ આપણે એને જોઇને કેટલો આનંદ થયો છે તે ઉપરથી કહાડીએ છીએ.

આવા અવર્ણનીય આનંદ આપણને ઘણીવાર થાય છે. સંગીત સાંભળીને, નૃત્ય જોઇને, સૃષ્ટિસૌન્દર્ય નિહાળીને કે કવિતા વાંચીને બુદ્ધિથી જે સમજ્યા તે જાણે આપણી બહારના સાધનદ્વારા સમજ્યા એમ લાગે છે. પણ વસ્તુમાત્રના ગુણનું એકત્ર સંપૂર્ણ દર્શન જ્યારે આપણે કરીએ છીએ ત્યારે આપણા દેહ અને મન અને આત્માના સર્વે સાધન ભેગાં કરીને તે વસ્તુના સંપૂર્ણપણા સાથે જોડી દઇએ છીએ.

બહુનું જ્ઞાન આપણને એક પ્રકારનું યોગ્ય અભિમાન આપે, પણ બહુ એકત્ર થઇને જ્યારે એક રૂપે આપણે અનુભવીએ અને એની સાથે આપણે સગાઇનો સંબંધ ભોગવીએ ત્યારે આનંદ ખૂબ થાય છે. એકસ્વરૂપમાં રહેલી એકતા ને આપણામાં રહેલી એકતા સાથે જોડીએ અને સગાઇ કરીએ ત્યારે જે જોડાણનું સુખ થાય છે તેને સૌન્દર્ય કહીએ છીએ.

સૃષ્ટિસૌન્દર્ય દ્વારા, મનુષ્ય ચારિત્ર્ય દ્વારા અથવા નિઃસ્વાર્થ સેવા દ્વારા પરમાત્માની ઝાંખી થાય છે અને એ ઝાંખીનું તત્ત્વ આનંદ હોય છે.

અથવા પરમેશ્વરની હાજરીનું ભાન આપણને સૃષ્ટિ સૌન્દર્ય જોવાથી, કલાની કોઈ કૃતિ જોવાથી અથવા નિઃસ્વાર્થ સેવાનો કોઈ ભાવ સમજતાં થાય છે ત્યારે સૌન્દર્ય પ્રકાશી ઊઠે છે. વસ્તુ માત્રના અંતર્યામિને જ્યાં આપણે જોઈએ છીએ ત્યાં બધી શંકાઓ દૂર થઇ જાય છે અને ત્યાં પ્રેમ, સૌન્દર્ય અને સત્ય, બધાં ભળેલાં જોઇ શકાય છે. સત્ય, ત્યાં આપણને અંતરના સગાની માફક મળે છે અને એ આપણામાં ભળતાં જ આપણા જીવનમાં આનંદની ભરતી થઇ જાય છે.

આ આનંદનો અનુભવ તુરત વ્યક્તિ પુરતો સંપૂર્ણ અને આખર સુધી ચાલે એવો અનંત હોય છે. આપણો આત્મા જ્યારે આ આનંદને અંતરમાં અનુભવે છે ત્યારે એને પૂરેપુરો સંતોષ થાય છે અને બાહ્ય જગત પાસે પછી એને બીજા કશાની અપેક્ષા રહેતી નથી.

જગતની વસ્તુઓમાં જુદાજુદા ગુણ અને સંખ્યાનું જે એકીકરણ થયેલું છે તે એના સંપૂર્ણ સ્વરૂપે જ્યારે આપણે ગ્રહણ કરી શકીએ છીએ ત્યારે સુંદર લાગે છે અને સૌન્દર્ય એ આનંદ આપે છે. આ સૌન્દર્ય ગ્રહણ કરવાથી જે આનંદ થાય છે તે ગુણ કે સંખ્યા છૂટી કરી નાખવાથી નહિ થઇ શકે. આનંદનો અનુભવ એકત્ત્વથી છે. તે ક્ષણે આપણે વસ્તુ, કે ચારિત્ર્ય કે સેવાને એના એક રસમાં એના સંપૂર્ણ એકત્ત્વમાં જોઈએ છીએ એટલું જ નહિ પણ એના મૂળરૂપે જોઇએ છીએ. કારણ કે જે સૌન્દર્ય આપણને પરમેશ્વરનું ભાન કરાવે છે તે પરમેશ્વરનો જ પ્રકાશ હોઇ શકે. એ મધુર ગીત તો ભગવાનનું જ બીજા કોઇનું નહિ.

નહિ તો આ સંસારનો કંઇ અર્થ નથી. સમાજ, સંસ્કૃતિ, જનતા એ બધાં પ્રભુના પ્રકાશ કે એના જ મધુર ગીતના પરિણામ

૯

છે. એમ નહોત તો આહાર, નિદ્રા, ભય, અને મૈથુનમાં જ મનુષ્યનાં જીવન પૂરાં થઇ જાત.

દરેક વ્યક્તિની પ્રભુનો અનુભવ કરવાની શક્તિ મર્યાદિત છે. વિશ્વમાં વ્યાપેલા એક નારાયણ ને સીધે સીધા સમજવાનો અધિકાર દરેકથી પ્રાપ્ત નથી થઇ શકતો, પણ તેમ છતાં એનું થોડુંક દર્શન કોઇ ફૂલમાં, કે મિત્રમાં તો દરેકથી થઇ શકે છે. પરમેશ્વરને જોવાની અવ્યક્ત શક્તિ એટલી હજી ખીલી નથી. એવી શક્તિ તો તેમ છતાં છૂપી રીતે દરેકે દરેકના અંતરમાં હોય છે. નિયમસરના પ્રયત્નથી એ શક્તિનો વિકાસ થાય છે અને પરમાત્માનાં દર્શન અને એમની સાથે આપણા આત્માનું અનુસંધાન આપણે દરેકે દરેક જણ કરી શકીએ એવું છે.

આ ખબર કોણ લાવ્યું ? પ્રભુના ધામમાંથી, અનંતનો જ્યાં અનુભવ થાય છે તે સ્થિતિમાંથી, શુભ સમાચાર લાવનાર પડયા છે. ધર્માચાર્યો કે તત્ત્વજ્ઞાનીઓ એ સમાચાર નથી લાવ્યા. પણ ગરીબ, અભણ, સમાજ જેમનો તિરસ્કાર કરે છે એવા ભકતો તરફથી સમાચાર મળ્યા છે. બુદ્ધિના વિકટ રણોમાંથી બહાર દોરી જઇને એ હરિજનો, બહાદુરીથી આત્મા પરમાત્માના દેશમાં, સ્વર્ગના દિવ્ય પ્રદેશમાં આપણને લઇ જાય છે.

જ્યારે અમારા ધર્મ વિચારકો અદ્વૈત અને દ્વૈત, દ્વૈતાદ્વૈત અને વિષિષ્ટાદ્વૈત વગેરેના ઝઘડામાં પડયા હતા અને સંસાર આખાને માયા કહીને મિથ્યા ઠરાવતા હતા તેવા સમયમાં, અમારા સમાજમાં જે લોકો છેક અપ્રસિદ્ધ હતા તેમનામાંથી સંતો અને ભકતો નીકળી આવ્યા. મોચી અને વણકરો, તાઈ, પીંજારા અને ઢેડ ભકતોએ, એ સમામાં પ્રભુનાં દર્શન કર્યાં. એમણે બુદ્ધિવાદના સિદ્ધાંતો અર્થ વગરના ઠરાવી દીધા. એનું કારણ એ હતું કે પેલા ધર્મ તત્ત્વચિંતકો માંના ઘણાએ, આ સકળ સંસાર સત્ય, સૌન્દર્ય, પ્રેમ અને આનંદથી ઉભરાઇ રહ્યો છે એ અંતર દૃષ્ટિથી જોયું નહતું.

દાદુ, રવિદાસ, કબીર અને નાનક એ કંઈ સંન્યાસીઓ નહતા ફકીરી કે ત્યાગનો બોધ પ્રભુપ્રાપ્તિ કરવાનાં સાધન રૂપે એમણે કદી નથી કર્યો. એ તો કવિઓ હતા. સંસારના ક્ષણભંગુર દુઃખોના ઉંડાણમાં એ ઉતરીને જોઈ શકયા હતા કે એવાં દુઃખોથી આપણે નિરાશ થઇ જવાની કંઈ જરૂર નથી. એમણે અનેક દેખાવોની દોરીઓ જે એક પ્રભુના હાથમાં છે તે પ્રભુને જોયા હતા. એમને તો પ્રભુ પણ કોઈ મહાકવિ જેવા લાગ્યા છે. તર્કવિતર્કથી આ સંતોની વાણી ભેદી શકાય એમ નથી. બાળકોની માફક ઘણીવાર તો આ સંત લોકો, કાલુ કાલુ બોલતા હોય એમ લાગે છે. પ્રભુના દર્શનથી એમને કેવી મજાહ પડી એનાં, ભગવાનનાં સંગીત સાંભળતાં સાંભળતાં, એ કેવા તલ્લીન બની ગયા એનાં, સૂરિલાં ભજનો એમણે બનાવ્યાં છે.

વિજ્ઞાનીઓ કે તત્ત્વજ્ઞાનીઓ કરતાં આ સંત અને ભકતોએ અમને ભગવાન કેવા એ નીચે મુજબ શીખવ્યુ છેઃ—" એક બાજુ પરમેશ્વર એકલો છે અને અહીં મારો આત્મા એકલો ભમે છે. અમે બે મળીએ નહિ તો ભારે આપત્તિ છે. બધું વિશ્વ પોલું ભમ થઇ જાય ! એનામાં આનંદરસ ભરપૂર ભર્યો છે. મને એ કહે છે ' આ સારો રસ લૂંટવા તું કેમ નથી આવતો ? ' અમે બે જ્યાં સુધી મળીએ નહિ ત્યાં સુધી ભગવાન અધુરો છે. અમારા મિલાપ પછી જ એ પૂર્ણ રૂપે ખીલી ઊઠે છે."

દાદુ કહે છેઃ—આ જગતનું સૌન્દર્ય હું જોઉં છું ત્યારે હું ભગવાનને પૂછયા વગર રહી શકતો નથી કે " નાથ! આ જગત બનાવવાની મરજી તને કેવી રીતે થએલી ? તારા આનંદ પ્રવાહના ઊછળતાં મોજાં બહાર આવવાને તને કેવું દબાણ કરતાં હતા એ તું મને કહે ! ફકત તારે એ ઊછળતો આનંદ બહાર પ્રદર્શિત કરવો હતો કે ફકત એવો ભાવ જ આવી ગયો ? થયું શું ? તને કોઇ

વેળા તો નહિ આવેલી કે જેનાથી તને રૂપ લેવાનું મન થઈ ગયું? આ સૃષ્ટિ લીલા તને બહુ જ મઝાહ આપતી હોય એમ તો મને લાગે છે. તારા અંતરના આનંદને જ તેં આ બધા ઘાટ આપ્યા હોય એમ લાગે છે. કારણુ કે એકે એક ચીજમાં એ આનંદ ભરેલો હું જોઉં છું. આ પ્રશ્નોના ઉત્તર પણુ કયા શબ્દોમાં અપાય? જે જાણે છે તે તો બધું સમજે છે."

બીજા એક ભજનમાં દાદુ કહે છે કે "આ આશ્ચર્યકારક સંસાર જેણે બનાવ્યો છે તેની પાસે સીધા કેમ જતા નથી? એક બ્રહ્મમાંથી જ આ બહુ રૂપધારી જગત, ચમત્કારિક રીતે બનાવવામાં આવ્યું છે એમ તમને પોતાને નથી લાગતું? સૃષ્ટિ બહુ સુંદર છે એમ વિચારી જ્યારે હું સૃષ્ટિ તરફ જોઉં છું ત્યારે મને બધું સુંદર લાગે છે. એકેએક નામ અને રૂપમાં હું સૌન્દર્યના ભંડાર ભર્યા દેખું છું. જ્યારે આ 'જડ જગત' બધું જીવ અને 'અજીવ' તમામ ચેતનથી ભરેલું—જીવતું છે એમ માની, જગત તરફ નજર નાખું છું ત્યારે મને બધું જીવંત અને ચેતન પૂર્ણ લાગે છે! આ બધું જ બ્રહ્મ પોતે છે એમ માની હું જગતને નિહાળું છું ત્યારે બ્રહ્મરૂપે હું એનો અનુભવ કરું છું અને ત્યારે તો એનું વર્ણન કરવા માટે મને શબ્દો જડતા નથી. સાપેક્ષ સંબંધોથી એટલે વસ્તુઓ એક બીજીને આધારે રહેલી છે અને અરસપરસ સંબંધથી તમામ જગત સંકળાયલું છે એમ જ્યારે વિચાર કરું છું ત્યારે બનાવો અને ચીજોની વિવિધતાનો અપાર વિસ્તાર જોઇને હું ગૂંચવાઈ જઉં છું. મારા પોતાના આત્મામાં હું ઊંડો ઉતરું છું ત્યારે જગતની અપાર વિવિધતાઓ, પરમાત્માના સૌંદર્યમાં મળી જાય છે. પછી મારી આ આંખ, બ્રહ્મની આંખ બની જાય છે. બ્રહ્મ જાણે પોતાની આંખ મને આપે છે અને હું મારી આંખ બ્રહ્મને આપું છું. અને પછી તો દાદુ સત્ય ને પ્રત્યક્ષ દેખે છે!

આંખ કંઇ આપણો ચહેરો જોઇ શકતી નથી. આપણું મોં જોવું હોય તો આરસી જોઇએ. એટલે આંખથી કાં તો આપણું મોં આઘું મૂકવું જોઇએ કે પછી આંખ મોંની સામે ખસેડવી જોઇએ આંખ ખસે કે મોં ખસે તો જ એક બીજાને જોઇ શકે. ટૂંકામાં મોં અને આંખ એક છે તેને બે જુદાં જુદાં કરવાં જોઈએ. આરસીમાં જે મોં જણાય છે તે ખરું મોં નથી પણ ત્યારે મોં જોવાનો બીજો રસ્તો જ કયાં છે?

આજ મુજબ ઇશ્વર સૃષ્ટિમાં દેખાય છે અને પોતાની અમર્યાદિત સૃષ્ટિની બહાર એ પોતાને મૂકી શકતા નથી તેથી પોતાનું સ્વરૂપ એ સૃષ્ટિમાં જ જોઇ શકે છે અને પોતાના અંતરના આનંદનો સ્વાદ પણ એ સૃષ્ટિ દ્વારા જ મેળવે છે. હું આનંદથી એને ભેટું છું અને એના જગતને ભેટું છું, અને મારા અને જગતના આનંદને જોઇને ઇશ્વર પોતે પણ પાછા આનંદિત થાય છે!

આ કારણથી ભક્ત પૂરેપુરો શુદ્ધ અને પવિત્ર રહેવા અથાગ મહેનત કરે છે. પોતાને શુદ્ધિનું અભિમાન છે તેથી નહિ પણ એના આત્મા સાથે ઇશ્વર રમવા આવે છે અને મજાહ મેળવે છે, તે કારણથી. ઇશ્વરનું તેજ અને ઇશ્વરનું સૌંદર્ય આ પ્રમાણે જગતમાં મૂર્તિમંત ન થતાં હોત અને ઇશ્વરનો આનંદ ભકતના આનંદમાં પ્રદર્શિત ન થાત તો ઇશ્વર માત્ર આકાર વગરના રંગ વગરના અને નિર્ગુણરૂપે, અગાધ શૂન્યમાં પડી રહ્યા હોત.

સૃષ્ટિનું રહસ્ય ઊંડુ અને બરાબર સમજાય નહિ એવું રહે છે તેનું કારણ આ છે. બ્રહ્મ સત્ય છે એમ બોલીએ તો એ પણ ખરું છે અને જગત જ સત્ય છે એમ બોલીએ તો એ પણ ખરું છે. પૂરેપુરું સત્ય તો બ્રહ્મમાં કે જગતમાં એકેમાં આપણે સમજી શકતા નથી. સત્યના જ્ઞાનનો અનુભવ કરનાર "આ તે છે" એમ બોલે છે અને વળી ઘડી પછી "આ એ, એ, ન્હોય અને તે, એ, એ ન્હોય;" એમ બોલે છે.

એક દાદૂ તો માત્ર નીચે પ્રમાણે સાનમાં સમજાવી દે છે: "ઈશ્વર તો મૃત્યુ પણ નથી અને જીવન પણ નથી. એ બહારે જતો નથી. અને અંદર આવતો પણ નથી. એ ઊંઘતો નથી. એને કંઈ જોઈતું નથી કે કશાથી સંતોષ પામતો નથી. એ તો "હું, એ નથી અને 'તું' એ નથી; 'એક' નથી. અને 'બે' પણ નથી! આ બધું એક છે એમ જ્યાં હું બોલું છું ત્યાં તો હું અને ભગવાન બે જોવામાં આવે છે અને બે છે એમ બોલતાની સાથે અમે બે એક થઈ ગયા એમ લાગે છે. આમ હોવાથી હે દાદૂ! એ જેવા છે તેવા જ તું એમને જો! એટલાથી સંતોષ પામ. તારા અંતઃકરણમાં ઊંડો ઉતર. મિથ્યાતર્ક વિતર્ક અને ખાલી શબ્દો સાથે અખાડા કુસ્તી છોડી દે!"

"બુદ્ધિનો ફુવારો ઊડે છે ત્યારે શબ્દોનો વર્ષાદ પડે છે."

દાદુ ચલાવી રહ્યા છે. "પણ જ્યાં અનુભવ વધે છે પછી તો શબ્દોની જગાએ સંગીત આવી જાય છે. જ્યારે બુદ્ધિ હાર કબૂલ કરે છે અને શબ્દો નપાસ થાય છે ત્યારે પછીથી ખરેખરા અંતઃકરણના ઊંડાણમાંથી ભગવાનના અનુભવનો આનંદ, ગીત બનીને ઉભરાઈ જાય છે. શબ્દોથી જે સ્પષ્ટતા નહોતી થતી તે મધુર ગીતથી થઈ જાય છે! એ સંગીતના તાલે તાલે ભગવાન નાચે છે અને એમને નાચતા જોઈને હું નાચુ છું."

દાદુ પુકાર કરે છે. "આ કારણથી જ આ તમારું જગત, તમારી સૃષ્ટિ મને આટલી બધી મોહક થઈ પડી છે. તમારાં પાણી તમારા પવન અને એ બંનેને ધારણ કરનાર આ પૃથ્વી મને મુગ્ધ કરે છે! આ ગિરિમાળા, મોટા સાગરો, હિમથી આચ્છાદિત પર્વતોનાં શિખરો, ધીકતો સૂર્ય, આ બધું મને ભવ્ય અને સુંદર લાગે છે! પૃથ્વીનાં ભુવને ભુવન; જમીન, આસ્માન અને આકાશ પર્યંત, ચેતનનાં મોજાં ઊછળી રહ્યાં છે. બધે હે ભગવાન! તારું રક્ષણ અને નિયમન હું જોઈ રહ્યો છું. તારું સૌંદર્ય મને તલ્લીન કરે છે!

હે અલખ ! તને કોઇ પહોંચી શકે એમ નથી. તારો પાર પામવા કોઈ સમર્થ નથી. દાદુને જાણવાની ઇચ્છા પણ નથી.

દાદુ તો આ તારા સૌંદર્યમાં લપટાઈ રહીને અને તારી સાથે રહીને આનંદનો ઉપભોગ કરતો આ ઊભો.”

આકાર અથવા સ્વરૂપને ઇશ્વરની લીલા રૂપે જોવું એનો અર્થ એને હલકું પાડવા જેવો બિલકુલ નથી. ઇન્દ્રિયો બનાવવામાં ભગવાનનો હેતુ એમને ભૂખે મારવાનો હોય જ નહિ અને તેથી દાદુ કહે છે. “મારી આંખોને તારા રંગોની મિજબાનીઓ મળી છે. કાનને તારું સંગીત મળ્યું છે. નાક અને જીભને સુગંધિત પુષ્પો અને ષડ્ રસ ભોજનનો સ્વાદ મળ્યો છે” અને આપણે સંસારમાં શું જોઇએ છીએ ? દેહ આત્માને માટે અને આત્મા દેહને માટે ઝંખી રહ્યા છે. ફૂલ સુગંધીને માટે અને સુગંધી ફૂલને માટે તલસે છે. આપણી વાણી સત્યને શોધે છે અને સત્ય વાણીને શોધી રહ્યું છે. રૂપ પોતાનું આદર્શ સ્વરૂપ શોધે છે અને વિચાર મૂર્ત્તિમંત બનવા ઊછળી રહ્યા છે. આ અરસ્પરસની પૂજા પ્રભુની જ પૂજા છે. નામ અને રૂપની પાછળ હાજરા હજૂર પરમાત્મા રહેલા છે. એને વડે જ બધાં શોભે છે અને એનાથી જ નામ અને રૂપના મહિમા વધે છે. અને દાદુ, કોઇ પણ જાતના તરફડાટ વગર પોતાનું હૃદય ખુલ્લું રાખે છે. પ્રભુના પ્રેમનો વર્ષાદ વર્ષી રહ્યો છે તેમાં દાદુ ન્હાય છે. એને મન નિત્ય વસંત ઋતુના આનંદ છે ! જગતમાંનું એકે એક મૂર્ત સ્વરૂપ અમૂર્ત જગદીશ્વરે ભરેલું છે. રૂપરૂપી વાસણ અરૂપી પરમેશ્વરે છલાછલ ભરી દીધું છે. એ મૂર્ત્તસ્વરૂપ જ્યારે પૂરેપુરાં ઘાટદાર સૌંદર્યથી શોભી રહે છે ત્યારે જગદીશ્વર એમનો સ્વીકાર કરે છે. તે વખતે એની પાસેથી નીકળેલાં તે તે રૂપો, પાછાં વળીને એને ભેટે છે. એકે એક ભક્ત હૃદયમાં અવિકારી પ્રભુ, પોતે પોતાના પ્રેમને ભરીને તે તે હૃદયને પરિપૂર્ણ કરે છે. પછી તે ભક્તો નાચવા લાગે

છે. ભકત હૃદયનાં પ્રેમ ઝરણાં પછી એક એક ભકતના હરિરસથી રંગાઇને, અસિમ પરમાત્મા તરફ વળે છે. વિપુલ સૌંદર્યથી શોભતી સકળ સૃષ્ટિ. રૂપોની અને ભકતોની શુદ્ધ પવિત્રતા દ્વારા, પોતાના તમામ વૈભવોની ભેટ ભગવાનને ચરણે ધરે છે. સૃષ્ટિ અને સૃષ્ટા વચ્ચે, પ્રકૃતિ અને પુરુષ વચ્ચે, શિવ અને શક્તિ વચ્ચે પરસ્પર પ્રેમ છે. એમના વિરહ તે કેટલીવાર ટકી શકે ? આ બધું જાણીને દાદુ પણ પોતાના પ્રાણેશ્વરનાં ચરણ કમળમાં પોતાનું હૃદય, મન અને આત્મા બધું વિસર્જન કરે છે.

ક્ષણભંગુર દેહરૂપી સ્વરૂપો અનંત કે અમૃતનાં, પ્રતિનિધિ બને એમાં કોઇને વાંધો હોય તો દાદુ જવાબ આપે છે કે દેહ નાશવાન છે તેથી તો ભગવાનની પૂજામાં હરકત રૂપ નહિ પણ એ મદદ રૂપ થાય છે. પોતાના મૂળ સ્વદેશ તરફ પાછાં જતાં જતાં એ દેહો અને એ ક્ષણિક રૂપો, મુસાફર જેવાં હોવાથી તો આપણાં મનનું વિશેષ આકર્ષણ કરે છે અને મનને પણ શાશ્વત દેશ તરફ ખેંચે છે. અમર ધામની તાલાવેલી થાય છે તેનું કારણ એ છે કે આ દેહ તો થોડો વખત ટકનારા છે. સૌંદર્ય, પ્રભુની તરફ [ ઇશ્વરાભિમુખ ] રહેતું હોવાથી એ હમેશાં આપણને અતકર્ય પ્રભુ માટે બોલાવ્યાં કરે છે. મૃત્યુ, ક્ષણે ક્ષણે આપણી પાસે થઇને જાય છે ત્યારે ત્યારે જીવનમાં પરમ સત્ય કેવા પ્રકારનું છે તેની ખાત્રી કરી આપતું જાય છે. મૃત્યુ લોકમાં જીવન નિર્ગમન કરતાં કરતાં જ અમરત્વ કયાં રહેલું છે તે આપણે જાણીએ છીએ.*

---

* [ શ્રીક્ષિતિ મોહનસેનનો દાદુ અને સ્વરૂપનું રહસ્ય નામનો "ડૉ. ટાગોરના માનવ ધર્મ"માં લેખ છે તે ઉપરથી. ]

# સ્વાધ્યાય

## [ ભાગ બીજો ]

## વિજ્ઞાન–તત્ત્વ

આત્મા, પરમાત્મા અને જગત વિષેનું જ્ઞાન મનુષ્ય જાતિએ જે મેળવ્યું છે તેનાં આપણે વારસો છીએ. યુગે યુગે એ જ્ઞાન ફરી ફરીને આપણે તપાસી જવું જોઇએ. તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓને એક સંપ્રદાય ન હોવો જોઇએ અને એક જ માર્ગના ગુરુ કરીને બેસી રહે પણ એને ચાલવું ન જોઇએ. આધુનિક વિજ્ઞાન તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં ઘણી જ સહાય આપી શકે એમ છે.

સમગ્ર વિજ્ઞાન શાસ્ત્રો, જગતનું જે જ્ઞાન આપણને આપે છે તે બધું ભેગું કરીને જ્ઞાનના તત્ત્વની જેમને કિંમત છે તેઓ હવે જરા રાગદ્વેષ રહિત બનીને નિરાંતે વિજ્ઞાનનાં તત્ત્વો પણ તપાસી જુવે તો સારું. "વિજ્ઞાન–તત્ત્વ" એક નવો વિષય બની શકે એમ છે અને જીવન સાફલ્ય કરવાની ઇચ્છાવાળા મુમુક્ષુ જનો, એના નિરીક્ષણ અને ચિંત્વનમાં પોતાનો સમય ગાળે તો એમના શ્રેયનો

માર્ગ સરળ બનશે; પ્રભુનું અદ્દભુત દર્શન વિજ્ઞાન આપી શકે એમ છે.

અરાઢમી સદીના પાશ્ચાત્ય વિજ્ઞાની વિચારકોમાં એક મોટી ભૂલ એ હતી કે એમણે મનુષ્ય જાતિના માનસિક અનુભવો ધ્યાનમાં જ ન લીધા અને સમગ્ર વિશ્વની એકતા અને એની રચનામાં એક દેહનાં જ જુદાં જુદાં અવયવોમાં હોય છે, એવો જે સંબંધ રહેલો છે, તે વિષે પણ એમણે કંઇ જ કહ્યું નહિ.

વિશ્વમાંથી જ ઇલેકટ્રોન્સ, પ્રોટોન્સ, [ વિદ્યુતકણો ] મોલીક્યુલ્સ [ અણુઓનાં મિશ્રણો ] અને સજીવ શરીરો નીકળી શકે છે એનો સમગ્ર ખ્યાલ તે વખતના વિજ્ઞાનીઓમાં સમન્વયરૂપે ન હતો.

શરીરની અંદરનું વિદ્યુત અણુ [ ઇલેકટ્રોન ] એ શરીરની બહારના વિદ્યુત અણુ કરતાં જુદી જ રીતે વર્તે છે. શરીરમાં તો એણે એક યોજનાને આધીન બનવું પડે છે.

આટલી જ હકીકતથી જણાશે કે વિશ્વની કુદરતી રચનામાં જડતા હોય એવું હવે માની શકાય એમ નથી. પહેલાંના વિજ્ઞાનીઓનો જડવાદ હવે મોટે ભાગે જતો રહ્યો છે.

પ્રકૃતિનાં જુદાં જુદાં અંગોમાં ઉત્તરોત્તર વૃદ્ધિ અને વિકાસ પામતી, એક પ્રકારની અરસ્પરસ સંબંધ ધરાવતી, સજીવ જેવી સુવ્યવસ્થા છે. પ્રકૃતિની ક્રિયાઓમાં કોઈ સ્વતંત્ર ઇચ્છાશકિત રહેલી હોય એમ લાગે છે!

"A mighty maze but not without a Plan!"

પ્રકૃતિ છે તો માયાવી, ભૂલભુલામણી જબરી છે પરંતુ એ બધામાં એક યોજના રહેલી છે!

વર્ડ્ઝવર્થ કુદરતનો આશક હતો. સ્પિનોઝાએ, જેવો હરિ રસ પીધો હતો એવો વર્ડ્ઝવર્થે સૃષ્ટિ સૌન્દર્યનો અર્ક પીધો હતો.

શેલી વિજ્ઞાનને ચહાતો. વિજ્ઞાનનાં સત્યો ઉપર તો એણે કવિતાઓ લખી છે. વિજ્ઞાન એને દિવ્ય દૃષ્ટિ આપતું. એમાંથી એને આનંદ, શાંતિ અને દર્શન મળેલાં છે.

વર્ડ્ઝવર્થને, જુવાનીના દિવસોમાં જેવી ટેકરીઓ લાગતી તેવી જ શેલીને રસાયણ શાસ્ત્રની પ્રયોગશાળા લાગતી હતી.

પ્રકૃતિ, એના મૂળ સ્વરૂપમાં, સજીવ કોષોથી અરસપરસ સંબંધ ધરાવતી હોય એવી એ માનતો અને એ રૂપમાં આપણે એનો અનુભવ કરી શકીએ છીએ એમ પણ એનું માનવું હતું.×

આમને આમ, આ માર્ગે જ જતાં, શેલી અને વર્ડ્ઝવર્થ એકજ અભિપ્રાયના થઈ જાય છે કે પ્રકૃતિ અને પુરુષ ઓતપ્રોત છે !+

બર્કલી, વર્ડ્ઝવર્થ અને શેલી, વિજ્ઞાનના કેવળ જડવાદને સ્વીકારવા, જાણે અંતઃકરણની પ્રેરણાથી જ ના પાડે છે.

તત્ત્વજ્ઞાનનું કામ, વિજ્ઞાનનાં સત્યોને તપાસી એનો મેળ મેળવવાનું છે. સંગીતમાં જેમ માધુર્યનાં તત્ત્વો હોય છે તેમ કુદરતમાં પણ છે. વિજ્ઞાનના સિદ્ધાંતોનો અરસપરસ સંબંધ બેસાડી આધુનિક તત્ત્વજ્ઞાનીઓએ, **પરિપૂર્ણતા** જોવાના ખાસ ઉદ્દેશથી પ્રેરાવું જોઇએ. જુદી જુદી ભૌતિક વિદ્યાઓના પુરાવા લઇ, તત્ત્વજ્ઞાનીઓએ, એમાંથી મનુષ્ય અનુભવી શકે છે એ હકીકતો પણ તારવવી જોઇએ. આમ પ્રયોગ સિદ્ધ અને અનુભવ સિદ્ધ સત્યોનો મુકાબલો કરી પરમસત્યનાં દર્શન, સરળ કરી આપવાનો ઉદ્દેશ, નવા તત્ત્વજ્ઞાનીઓનો હોવો જોઇએ.

---

× Shelly's Nature is in its essence a Nature of organisms, functioning with the full content of our perceptual experience.

+ Interfusing of the Presence in nature.

મહાન કવિજનોનાં કાવ્યો, મનુષ્ય જાતિની અંતઃપ્રેરણાના ઊંડા અનુભવો દર્શાવે છે. પ્રયોગ સિદ્ધ, ઇન્દ્રિયગમ્ય જ્ઞાનમાં, જે વ્યાપક સત્ય છે તેનો જ સાક્ષાત્કાર એવાં કાવ્યોમાં હોય છે.

વિજ્ઞાનીઓ, કુદરતને જડ અને યંત્રવત કહેતા તેવી કુદરત ઓગણીસમી સદીનું યુરોપિય કાવ્ય સાહિત્ય સ્વીકારી શકતું જ નથી.

મનુષ્યની રસવૃત્તિનું એની સૌન્દર્ય ગ્રાહક શક્તિનું એ વર્ણન વિરોધી છે. "સૃષ્ટિને એના સૌન્દર્ય વગર તો તમે નહિ જ નીરખી શકો" એમ એ કવિજનોનું આગ્રહપૂર્વક કહેવું છે.

આપણે રંગ, રૂપ, નાદ અને બીજા ઇન્દ્રિયગમ્ય પદાર્થોથી ભરેલા વિશ્વના જ એક ભાગ છીએ. પત્થર, વૃક્ષો અને પ્રાણી તથા મનુષ્ય જેવી દેશ અને કાળમાં પ્રમાણમાં વધારે સ્થાયીપણાથી રહેતી ચીજો સાથે આપણો સંબંધ છે. આ દૃશ્યમાન જગતની આપણે પણ ચીજો છીએ. જે જે આપણે જોઇએ છીએ તેમાં આપણે પણ આવી જઇએ છીએ. વિશ્વ વિષે આપણો જે અનુભવ છે તે જ આખરે તો કામ આવવાનો છે. આથી જ કવિઓના અનુભવને હું આટલું બધું વજન આપું છું.

સત્ય [ જે જે અસ્તિત્વ ધરાવે છે તેનો ] અને સૌન્દર્યનો [ સૃષ્ટિમાં જે સૌન્દર્ય છે તેનો ] જાતે અનુભવ કરવો—એની સાથે તદ્રુપ થવું—એ જીવનનો અમૂલ્ય લહાવો છે. વિજ્ઞાન એ સત્ય અને સૌન્દર્યનો અલૌકિક સાક્ષાત્કાર કરાવી શકે છે. વર્ડ્ઝવર્થ, કુદરતનો પૂજક આવા સાક્ષાત્કારથી મળતા ઉચ્ચ આનંદને લીધે જ બન્યો હશે.

ડાલ્ટનનો અણુ પરમાણુવાદ બહુ વિચાર પ્રેરક હતો. પદાર્થ વિજ્ઞાન અને રસાયણ શાસ્ત્ર પર એની અસર ભારે થઈ. સ્લીડન અને સ્વાન, ઈ. સ્વી. ૧૮૪૦ પહેલાં, જીવસૃષ્ટિમાં સજીવ કોષ કેવી રીતે કાર્ય કરે છે તે સિદ્ધ કરી શકયા આથી પદાર્થ એટલે અજીવન

અને વનસ્પતિ તથા પ્રાણી એટલે સજીવન સૃષ્ટિ, બંનેની અંતિમ રચના, અણુ પરમાણુ ઉપર જ બંધાયલી છે એ સિદ્ધ થયું.

ઓગણીસમી સદીની આખરે, અણુ પરમાણુની રચનામાં વિદ્યુત અણુઓ [ ઇલેકટ્રોન્સ અને પ્રોટોન્સ ] રહેલાં છે એમ જણાયું, એ સૂક્ષ્મત્તમ અણુઓનાં અરસપરસ સહોદર જેવા અને સમતોલ સંબંધથી જ સૃષ્ટિ રચાયલી છે એમ ખ્યાલ બાંધવાને કારણ મળતું હતું.

ખગોળશાસ્ત્રીઓએ. વિશ્વ કેવું વિરાટ સ્વરૂપનું છે એ બતાવ્યું. રસાયણશાસ્ત્રીઓ અને પદાર્થ વિજ્ઞાનિકોએ વિશ્વ રચનાની સૂક્ષ્મમાં સૂક્ષ્મ ઈંટો, કેવી માયાવી છે તેનું આબેહૂબ વર્ણન કરી બતાવ્યું.

આપણાં ઉપનિષદના કવિઓએ "**अणोरणियान् महतो महियान्**" ભગવાન ! તું અણુમાં અણુ છો અને મહાનમાં મહાન છો એમ કહ્યું હતું.

પદાર્થ માત્રમાં શકિત રહેલી છે અને એ શક્તિનાં રૂપાંતર થયાં કરે છે એટલા સિદ્ધાંતથી આગળ વધી પદાર્થવેત્તાઓનું દ્રવ્ય [mass] પદાર્થના જથ્થાનું જ્ઞાન આગળ વધ્યું. દ્રવ્ય, ધીમે ધીમે દ્રવ્યરૂપે રહ્યું નહિ.

પછી તો. અણુપરમાણુનું દ્રવ્ય બન્યું છે; મહાભૂતો [Elements] બધાં, પરમાણુનાં સંગઠ્ઠનથી થયાં છે એ સમજ આગળ વધીને પરમાણુ [ Atoms ] વિદ્યુત અણુઓનાં [ Electrons Protonesનાં ] બન્યાં છે એમ ઠર્યું અને વિદ્યુત અણુઓ એટલે ગતિમાન શક્તિનાં રૂપો.

આ રીતે દ્રવ્ય એટલે ભિન્ન ભિન્ન રૂપે અને ભિન્ન ભિન્ન ગતિથી વહેતાં શક્તિનાં મોજાં.

વિશ્વના જુદા જુદા પદાર્થોમાં જે ફેરફાર માલૂમ પડે છે તે માત્ર વિદ્યુત પ્રવાહોના વહનની વધઘટ અને ગતિનાં મોજાંની સંખ્યાનાં વત્તાં ઓછાં પ્રમાણને લઇને છે. ટૂંકામાં પદાર્થ–દ્રવ્ય–એટલે શક્તિ.

વસ્તુમાત્રનાં પરમાણુમાં હરહમેશ 'પોઝીટીવ' અને 'નેગેટીવ' 'પ્રોટોન્સ' [ખેંચતાં અને ભાગતાં સૂક્ષ્મત્તમ વિદ્યુત અણુઓની આસપાસ ફરતાં બીજાં "ઇલેકટ્રોન્સ" [વિદ્યુત અણુઓ] નાં ભ્રમણ ચાલુ હોય છે.

શક્તિની, નાના પ્રકારની સૂક્ષ્મરૂપે પણ અતિવેગથી થતી નૃત્યલીલા એટલે વિશ્વની પ્રકૃતિ. કહેવાતું જડજગત એટલે આ:

જડ જગતને સ્થાને, ભૌતિકશાસ્ત્રોમાં, આમ શક્તિની સ્થાપના થઇ ચૂકી છે. અને એ શક્તિ ભિન્ન ભિન્ન પ્રકારની કરોડો અને અબજો જાતની ગતિઓનાં રૂપ લે છે.

આ ગતિઓના નિયમ છે. એકને એક ઘાટ બાંધવો; એ ઘાટ ફરતાં ફરતાં પણ ટકાવી રાખવો; ક્ષણભંગુર સ્વરૂપોને કંઇક કાયમનાં રૂપ આપવાં: આમ શક્તિ, નામ અને રૂપ ધારણ કરે છે.

શક્તિ, નામ, રૂપ ધારણ કરે છે ત્યારે એને દેશ અને કાળનો આશ્રય લેવો પડે છે. દેશ એટલે અમુક જગા અને કાળ એટલે સમય.

કોઇ પણ વસ્તુ એટલે દેશ અને કાળમાં બંધાયલી ગતિ; એટલી ગતિ નામ રૂપ ધારણ કરી પોતાનું મર્યાદિત અસ્તિત્વ અનુભવે છે. પોતે વ્યકિતરૂપે ટકી જીવનનો અમુક ક્રમ રચે છે. વ્યક્તિનો વેષ ભજવી, પોતે પોતાને અનુભવે છે. નામ, રૂપ અને અહંકાર રચાય છે એમ આપણી જૂની ભાષામાં કહી શકીએ. પરંતુ આવા કરોડો અને અબજો જુદાં જુદાં નામો અને રૂપોની પાછળ એક અનંત શક્તિ રહેલી છે.

જુદાં જુદાં નામ અને રૂપોમાં અમુક નિયમસર ગતિ ચાલ્યા બાદ એ નામ અને રૂપોનો વિકાસ થાય છે. સાદાં રૂપ, વધારે મિશ્ર

રચના કરતાં જાય છે. સૃષ્ટિરચનાનું કામ જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ રૂપો, વ્યક્તિને મદદ કરે છે.

ઘણી વ્યકિતઓ એકઠી થઇને પોતાના સંજોગો રચે છે. સહકાર સાધે છે.

કોઈ રૂપ ક્ષણભંગુર હોય છે. કોઇ વળી જરા વધારે વાર ટકે છે પણ બધાં રૂપોને આખરે તો સંક્રાન્તિ–બદલાયા કરવાની દશામાં રહ્યા વગર છૂટકો નથી. કોઇ ઊંચી દશાને પામે છે. કોઇ નીચી દશાને પામે છે. કોઈમાં અરસપરસ વિરોધ અને કોઇમાં મિત્રતા દૃષ્ટિગોચર થાય છેઃ ક્ષણિક જન્મ, ક્ષણિક જીવન અને ત્રીજી જ ક્ષણે મૃત્યુ અથવા રૂપાંતર ચાલ્યાં જ કરે છે.

આ નામ રૂપનાં બદલાવવાંને વિનાશ કહીએ તો એ અદ્‌ભુત આત્મવિનાશ છે! પરંતુ આ રૂપો, કોઈ મહાન કાર્યને અર્થે અદ્‌ભુત રીતે આત્મવિનાશ નહિ પણ અદ્‌ભુત રીતે સ્વાર્થ ત્યાગ કરતાં હશે એમ માનવા તરફ આધુનિક વિદ્વાનોનું વધારે વલણ છે!

હવે આ શકિત રૂપ પ્રકૃતિમાં પુરુષ અથવા ચેતનતત્ત્વ છે કે નહિ એ જોવાનું રહ્યું. પણ એ પદાર્થ વિજ્ઞાન કે રસાયણનો વિષય નથી. એ વિષય માનસશાસ્ત્રનો છે. તેમ છતાં પ્રકૃતિની મીમાંસા કરનારા પદાર્થ વિજ્ઞાનીઓ અને ગણિતશાસ્ત્રીઓ "મોમેટંમ્" "ક્વોન્ટમથિયરી" "એંટ્રપી" એ ત્રણ ગુણો પર આપણું ધ્યાન ખેંચી રહ્યા છે.

એ ત્રણ શબ્દોનો સામટો અર્થ એ છે કે અણુપરમાણુમાં ગતિનાં મોજાં, અમુક માપ પ્રમાણે વહે છે પણ વહેતાં વહેતાં એ અણુપરમાણુને આંટ ચડે છે ત્યારે એટલા જ સમયમાં એ પોતાની ગતિનાં મોજાંની સંખ્યા પ્રમાણસર વધારે પણ છે. એમાં એક નિશ્ચિત કરેલી ગતિનો ક્રમ હમેશ નથી સચવાતો. એટલે પ્રથમથી નિર્માણ થયું હોય એમ પ્રકૃતિનું વહન નથી થતું. એ કંઇક પોતાની

મરજી પ્રમાણે માર્ગ, કે વેગ વધારી પણ શકે છે.

આનો અર્થ એ થયો કે ગતિમાન કુંડાળાં જેવી સૂક્ષ્મપદાર્થ-વ્યક્તિઓ પણ, મરજી મુજબ ક્રિયાઓ કરી શકે છે, ત્યારે જડ પ્રકૃતિમાં ભાન હશે? મરજી મુજબ વર્તન કરવાની સ્વતંત્રતા તો જણાય છે. પરંતુ ઉપર મુજબનો સાર કબૂલ રાખવામાં બધા વિદ્વાનો હજી સંમત નથી. ગમે તે હોય પણ કહેવાતી જડ કુદરતનું મૂળસ્વરૂપ રહસ્યમય–માયાવી છે એમ તો આપણને લાગે જ છે.

જગતની રચના, ગણિતશાસ્ત્રના નિયમાધિન છે. શક્તિ, કોઇ ઊંચ ઉદ્દેશને અનુસરીને અગણિત નામો અને રૂપો ધારણ કરી રહી છે!

નાનાં સરળ રૂપો બદલાઇ, મોટા અને યોજનાબંધ ઘાટ ઘડાતા જાય છે. વળી જે રૂપમાં એક 'પ્રોટોન' અને "ઇલેકટ્રોન" હોય, તે 'નાઇટ્રોજન', તો માત્ર એક "પ્રોટોન" અને છ "ઇલેકટ્રોન"થી એ જ રૂપ "ઓકસીજન" થઇ જાય છે.

આમ શક્તિનું એક સૂક્ષ્મતમ કુંડાળું માત્ર જુદી જુદી ગતિઓ વધારી ઘટાડીને અને અમુક વિદ્યુત કણોના પ્રવાહ એક બાજુ કે બીજી બાજુ વહેવડાવીને, મૂળતત્ત્વો બનાવે છે અને મૂળતત્ત્વોનાં મિશ્રરૂપો થાય છે.

જેમ અનેક અલંકારોમાં સોનું તો એકનું એક જ હોય છે તેમ પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશરૂપી મહાભૂતોમાં શકિત તો એની એજ છે. અથવા રસાયણશાસ્ત્રનાં બાંણું મૂળતત્ત્વો વાસ્તવિક રીતે શક્તિથી જ બન્યાં છે, અને એ મૂળતત્ત્વોનાં વધતાં ઓછાં પ્રમાણો મળી ને દ્રવ્ય અથવા કહેવાતી જડ સૃષ્ટિ બની છે. સૃષ્ટિ રચનાની જેમ જેમ ઊંડી તપાસ કરીએ છીએ તેમ તેમ ગતિનાં મોજાં કે કુંડાળાં સિવાય કંઇજ જણાતું નથી. એ જડ અથવા અજીવ સૃષ્ટિનાં અણુ પરમાણુ, અજીવ સ્વરૂપમાં ગતિમાન સ્થિતિમાં અમુક રીતે રહે છે પણ જીવસૃષ્ટિમાં વનસ્પતિ અને પ્રાણીનાં શરીર

બાંધવા જ્યારે એ જાય છે ત્યારે વનસ્પતિ અને પ્રાણીમાં રહેલાં ચેતન એટલે ભાનવાળી ક્રિયાને આધીન થઇ એને કામ કરવું પડે છે.

માટી, પાણી અને હવાનાં પરમાણુમાં પોતપોતાની ગતિની વધઘટ કરવાની અને અમુક મર્યાદામાં રહીને મરજી પ્રમાણે સ્વરૂપો બદલવાની તાકાત છે. સજીવ જગતમાં સચેતન કોષોને પોતાના સંજોગોનું ભાન હોય છે ત્યારે અજીવ સૃષ્ટિનાં કહેવાતાં જડ અણુ પરમાણુમાં સંજોગોની અસર પામે એવી તો ગોઠવણુ હોય છે. પહેલીને "એપ્રીહેન્શન" ત્યારે બીજીને "પ્રીહેન્શન" કહે છે. "એપ્રીહેન્શન"નો અર્થ આવતા સંજોગોની ખબર કહીએ તો પ્રીહેન્શનનો અર્થ બદલાતા સંજોગોથી અસર પામવાની યોજના કહી શકાય.

ઉપર કહ્યું કે ચેતનની તપાસ એ માનસશાસ્ત્રનો વિષય છે. અને માનસશાસ્ત્રના સિદ્ધાંતો, એ પણુ તત્ત્વજ્ઞાનની દષ્ટિએ તો વિજ્ઞાનના સિદ્ધાંતો સાથે મૂકીને જ તપાસવાના રહ્યા.

વિદ્વાન માનસશાસ્ત્રી જેમ્સ, ચેતનને છૂટી વસ્તુ માનવાની ના પાડે છે. એ ચેતનના અસ્તિત્ત્વનો સ્વીકાર કરે છે પણુ એને ક્રિયાથી જ ઓળખી શકાય એવું છે એમ એનું કહેવું છે.*

જડ પદાર્થો બનેલા છે એવી રીતે ચેતન તત્ત્વ નથી બન્યું. પરંતુ આપણુા વિચારો જે કામ કરે છે તેનો અનુભવ કરવો એ ચેતનનું કામ છે અને વિચારો કરનાર પણુ ચેતન છે. ચેતન એટલે જાણુવું, ભાન હોવું.

ભાન અથવા ચેતનને લીધે વસ્તુઓ છે એટલું જ આપણે

* james denies that Consciousness is an entity but admits that it is a function.

સમજતા નથી પણ વસ્તુઓનો આપણને અહેવાલ મળે છે, એનાથી વસ્તુઓ સમજાય છે.

હવે તત્ત્વજ્ઞાની ડેકાર્ટ, જડ અને ચેતનને વસ્તુતઃ છૂટાં નથી ગણતો, જેમ્સની વિચારણામાં પણ જડ અને ચેતન ઓતપ્રોત ગણાયાં છે એ ઉપર કહ્યું છે. જડતા એ પ્રકૃતિના મૂળમાં નથી. મધ્યમાં નથી અને છેડે પણ નથી. દેહ અને અવયવોની જેવી એકતા હોય છે એવી પ્રકૃતિના મૂળમાં [ Organic Synthesis ] સજીવ એકતા રહેલી છે.

આ બધું બે નથી, એક છે, દ્વૈત નથી અદ્વૈત છે; એટલું જ નહિ પણ જે છે તે બધું સુવ્યવસ્થિત અને સુનિયમોને આધીન છે.

નવા વિજ્ઞાનીઓ જગતની સુવ્યવસ્થા અને રચના માટે સ્તુતિ કરવાની ભાવના–આવી છે. કુદરતની રચના માટે આદરભાવ, પ્રકૃતિની ભવ્યતા અને લીલા માટે ભક્તિભાવ રાખવા જેવું છે એમ તો હવે ભૌતિક શાસ્ત્રીઓને લાગે છે.

આધુનિક વિજ્ઞાન જે જગતનું અને માનસનું સમગ્ર દર્શન કરાવે છે તે દર્શન ખરેખર ભવ્ય અને રહસ્યપૂર્ણ છે. એ દર્શનથી સૃષ્ટિરચનાની સ્તુતિ કરવામાં આવે, આદરભાવ વધે અને ભકિતભાવથી હૃદય ઉભરાઇ જાય તો એમાં કંઇ વેવલાપણું થતું હોય એમ લાગતું નથી.

એરિસ્ટોટલને સૃષ્ટિમાં જણાતા સત્યનું સ્વરૂપ બરાબર દોરી બતાવવા માટે જુદો ઇશ્વર મૂકવાની જરૂર લાગી હતી એમ આપણને વિજ્ઞાન ભકતોને નથી લાગવાનું. આપણે તો શાંકર વેદાંતમાં કહ્યું છે એ જ પ્રમાણે ઈશ્વર અથવા બ્રહ્મતત્ત્વને દૃશ્ય જગતના વ્યાપક તત્ત્વ તરીકે સ્વીકારીશું તો જરાએ હરકત નથી.

ઇશ્વર દેખાતો નથી એ ખરું છે પરંતુ જેટલું દેખાય છે

તેટલું એને લીધે દેખાય છે. જોનાર એ છે અને જોવાનું છે તે પણ અવ્યક્ત રૂપે એ જ છે.

ઈશ્વર સંબંધી જે કંઇ જાણી શકાય એવું છે તે બ્રહ્માંડ સાથેના તાદાત્મ્યથી અને અનુભવથી પણ ઠીક જણાશે. બુદ્ધિ અને તર્ક પણ એને મદદ કરશે.

પ્રયોગ શાળાઓ અને દૂરદર્શક યંત્રો પણ આપણી વિશ્વ દૃષ્ટિને મદદ કરશે. મનુષ્યો સાથેના પ્રેમભાવ અને આત્માનુભવ ચેતન તત્ત્વનો સાક્ષાત્કાર કરાવશે.

અને આખરે-આ વિશ્વરૂપી નાટકનો સૂત્રધાર, કંઇક આપણા હાથમાં આવશે.

ભૌતિક શાસ્ત્રો, દૃશ્ય જગતના નિયમોનું અવલોકન કરે છે અને ધર્મશાસ્ત્ર વસ્તુ માત્રને નીતિ અને રસના સિદ્ધાંતોથી તપાસે છે. એકથી આપણે જાણે ગુરુત્વાકર્ષણના નિયમ પર મનન કરવા બેસીએ તો બીજામાં જીવનની પવિત્રતાથી કેવું સૌન્દર્ય મળે છે તેનો અનુભવ થાય છે.

જે યુગમાં બુદ્ધિ પૂજ્ય ગણાય છે ત્યાં સત્યની અંદર રહેલી મધુરતા અને સંવાદિતા જરૂર કબૂલ રાખવામાં આવવી જોઇએ. બુદ્ધિ માટે માન રાખનારને ઘટે છે કે વિચારથી અને તર્ક વિતર્કથી પણ જેટલું મળે છે તેટલું નિખાલસપણે મેળવી લેવું જોઇએ. મતમતાંતરથી આપણે ગભરાવવું ન જોઇએ એથી તો ઊલટા આપણે વધારે મહેનત કરીને બાહ્ય મતભેદોના ભીતરમાંથી ખરું સત્ય સમજતાં શીખી શકીશું. તુલનાત્મક ધર્મશાસ્ત્રોના અભ્યાસથી જીવનનાં સર્વ સામાન્ય સત્યો લગભગ મળી ચૂક્યાં છે.

આપણી નજર સમક્ષ પસાર થઇ જતા સંસારની અંદર એની પાછળ અથવા ઊંચે જે કંઈ પરમ સત્ય છે એનું દર્શન ધર્મ શાસ્ત્રો સાથે વિજ્ઞાન પણ બહુ સ્પષ્ટ કરાવે છે. એ સત્ય ખરું છે

એમ આપણી બુદ્ધિ પણ હવે કબૂલ કરશે પરંતુ ખરી ખાત્રી અનુભવથી થશે, બુદ્ધિ અને હૃદયના સહકારથી પરમ સત્ય જરૂર મળશે.

બધી ચલિત વસ્તુઓમાં ભગવાન એક અચળ છે. એનું પૂરું દર્શન આપણે કરી શકતા નથી પરંતુ જ્ઞાનદષ્ટિથી મેળવાય છે એટલું પણ મેળવ્યાથી જ આપણું કલ્યાણ થવાનું છે. એને આપણા જીવનનો આદર્શ ગણવો જોઇએ, એને પામશો એ પરમ પુરુષાર્થ છે.

મનુષ્યજાતિ ધીમે ધીમે આધ્યાત્મિક દર્શન મેળવી શકી છે. એમ ઇતિહાસ કહે છે. એથી આપણે આશાવાદી બનવું જોઈએ. સત્ય અથવા પ્રભુ પ્રાપ્તિથી જ ખરું સુખ મળશે, એના વગર સુખ દુઃખ અને હર્ષશોકના દ્વંદ્વોમાં આપણે ધક્કા ખાયા કરીશું.

જીવનમાં, સત્યનો–પ્રભુનો, યોગ જેણે કર્યો હશે તે ભક્તિભાવથી ઉભરાઇ જશે. પ્રેમભાવથી એનું સમગ્ર જીવન પૂજારૂપ બનશે. એથી જીવન મધુર બનશે.

જે પૂજા વિધિ કે પ્રયત્ન ભગવાનની ભવ્યતાનાં દર્શન કરાવે એને મહાન ગણજો. ભગવાનની શોધ અને પૂજા, માત્ર આપણી સલામતી માટે નથી પરંતુ એનું દર્શન મેળવવામાં તો આત્માનું પરાક્રમ રહેલું છે. પ્રભુને શોધવા નીકળેલો જીવ, પુરેપુરી પ્રાપ્ય નહિ એવી વસ્તુને શોધવા નીકળે છે. એ સાહસ કર્મમાં જે ક્ષણે આપણે હારી ખાઈએ તે ક્ષણેજ આપણું મૃત્યુ થયું છે એમ સમજવું.×

× ડૉ. વ્હાઇટહેડના “આધુનિક યુગમાં વિજ્ઞાનની સ્થિતિ” એ નામના પુસ્તકને વાંચ્યા પછી આ લેખ લખ્યો છે.

# વિજ્ઞાન-તત્ત્વ

[ ૨ ]

**જીવ અજીવ**

વિજ્ઞાન-તત્ત્વ સમજવા જીવ અને અજીવ, એવા ભેદ પાડી આપણે આગળ ચાલીએ છીએ. વનસ્પતિ અને પ્રાણી સૃષ્ટિની અજાયબીઓનો વિચાર કરતાં આપણે દિંગમૂઢ થઈ જઈએ છીએ પરંતુ અજીવ અથવા કહેવાતી જડસૃષ્ટિનું મૂળ બંધારણ જોતાં પણ દિંગમૂઢ થવાય એવું નથી ?

દ્રવ્ય અણુ પરમાણુંનું બન્યું છે. એ પરમાણું એટલે "એટમ" નું કદ એક રેતીના દાણાના બે હજારમા ભાગનું હશે એમ સાધારણ રીતે માનવામાં આવે છે.

**અણુ પરમાણુ**

એ રેતીના દાણાના બે હજારમા ભાગની જગા કેટલી ? પરંતુ એટમ પાછો "ઇલેકટ્રોન્સ" અને " પ્રોટોન્સ " [ વિદ્યુત્ અણુઓ ] નો બનેલો છે. એ સૂક્ષ્મ પરમાણુંમાં સૂક્ષ્મત્તમ વિદ્યુત અણુઓને ફરવા માટે પુષ્કળ ખાલી જગા રહે છે. એ પરમાણુંમાં વિદ્યુત અણુઓ મુસાફરીએ નીકળે છે; અને એ મુસાફરી વિદ્યુત અણુઓ કંઈ ધીમે

ધીમે કરતાં નથી; પણ પ્રકાશનાં કિરણના વેગ જેટલી એટલે એક સેકન્ડે આઠ લાખ સાઠ હજાર માઈલની ઝડપે વિદ્યુત અણુઓ ધસતાં હોય છે.

જ્યારે વિદ્યુત અણુઓ, પરમાણુ દેહમાં એક સેકન્ડે આઠ લાખ સાઠ હજાર માઈલની ઝડપે દોડતાં હોય છે ત્યારે પરમાણુઓ, અણુમાં [ મોલીકયુલમાં ] પણ એ જ વેગે ભ્રમણ કરે છે; અને અણુ પાછું જે પદાર્થનું બન્યું હોય છે તે પદાર્થમાં અણુની જ માફક દોડી રેહે છે. વિદ્યુત અણુનાં પરમાણુનાં અણુમાં; અને અણુનાં પદાર્થમાં અતિશય ઝડપી વેગથી ભ્રમણ ચાલી રહ્યું છે ! બધું વિશ્વ; આ કાગળ, જેનાપર હું લખી રહ્યો છું તે કાગળ; શ્વાસોશ્વાસની હવા એ બધું-અગણિત સંખ્યાની કરોડો અને અબજો પૃથ્વીઓ હોય એવું છે. સૂક્ષ્મ પૃથ્વીઓની અંદર સૂક્ષ્મતમ પૃથ્વીઓ અને તેમાં પાછી એથીએ ઝીણી પૃથ્વીઓ હોય એવું છે.

આ ભ્રમણો અને વેગમાં તેમ છતાં કશી ગરબડ નથી. બધું નિયમસર અને ગણત્રીબંધ છે. વિજ્ઞાનીઓનો ઇશ્વર, એક કાળે સુતાર જેવો હતો; પાછળથી ઇજનેર જેવો અથવા મોટાં બોઇલર અને એન્જીનો બનાવનારો હોય એવો માનવામાં આવ્યો અને આજકાલ તો એ મોટો ગણિતશાસ્ત્રી હોય એમ એમને લાગે છે !

**વિશ્વ***

હવે અણુ પરમાણુઓનાં પદાર્થ બનાવ્યા છે તે પદાર્થો અને પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશને મૂકી વિશ્વ વિષે જરા વિચાર કરીએ. વિશ્વ કેટલી જગ્યા રોકે છે? દિક્ એટલે જગા અને કાળ એટલે સમયઃ એ બેનું માપ લઇ શકાય એમ છે કે નહિ તે જોઇએ

* ' સાયંટિફીક અમેરિકન,' ડિસેંબર-૧૯૩૨

સત્યનું સાપેક્ષ સ્વરૂપ તારવનાર મહાન જર્મન ગણિતશાસ્ત્રી તત્ત્વજ્ઞ એન્સ્ટીનનું કહેવું એમ છે કે વિશ્વ જે

**દિક્-કાળ**

જગામાં વ્યાપેલું છે તે દિક્ ગોળ છે. સાધારણ માપથી એ મપાય એવું તો નથી. ઘણું જ મોટું-વિરાટ સ્વરૂપનું છે. છતાં દૂરમાં દૂર જે નીહારિકા છે તેનાથી તો એ દિક્ની મર્યાદા બહુ દૂર નહિ હોય.

આખું વિશ્વ, દિક્ની પાર જે અમર્યાદિત અગાધતા છે તેમાં તર્યા કરે છે! કોઇ અફાટ સમુદ્રમાં નાળિયેર તરે એ રીતે કવિવર શેકસપિયરના હેમ્લેટની માફક આપણું વિશ્વ પણ બોલીશકે કે "એક કાચલામાં બંધાઇને ઊભેલું છું, અમર્યાદ પ્રદેશનો કોઇ ચક્રવર્તિ રાજા હોઉં એવું મિથ્યાભિમાન કર્યા કરું છું !"

એન્સ્ટીને આમ, અમર્યાદ દિક્ માપી પરંતુ કાળનું શું? સમયને કંઇ આદિ અને અંત હશે કે નહિ? દશે દિશામાં વ્યાપેલા વિશ્વના છેડા કલ્પના ગણિતથી પણ પકડાયા પરંતુ કાળ તો જાણે આપણી છાતી ઉપર પત્થરની માફક પડયો છે!

પૂર્વદિશા તરફ જા જા કરીએ તો વિશ્વ એક જગાએ ગોળ વળીને આખરે અબજો વર્ષે પણ પશ્ચિમ થઇ જાય પરંતુ કાળ, ભૂત મટીને ભવિષ્ય થઇ શકે એમ નથી? અથવા ભવિષ્ય મટીને ભૂત થઇ શકે એવું શું કોઇ દહાડોયે નહિ જ બને?

ભવિષ્ય સદાકાળ ચાલ્યા જ કરશે તો શું થઇ જશે? એ મૂંઝવણમાં આપણે શા માટે પડવું? સંવત શૂન્ય કયારે આવશે તે શૂન્ય કયારે હતું એ નકકી ન થાય ત્યાં સુધી કલ્પવું અશકય છે.

પાણી જેમ ટેકરીપરથી તળેટીમાં વહી જાય અને પછી એના પ્રવાહમાં જે બળ હતું તે રહે નહિ એવી સ્થિતિ એક દિવસ તો વિશ્વની થવાની છે તે સમયે કાળના ભવિષ્યનું પણ-એની અનંતતાનુંયે-આવી બનવાનું એ નક્કી છે. કાળનો વેગ પછી તો બંધ પડવાનો અને એની આગળને આગળ વધતી ગતિ અટકાવાની.

પરંતુ ભવિષ્યનો અંત કલ્પતાં, ભૂતકાળનો અંત હશે કે નહિ? આવું આવું તો કંઇ સમજાતું નથી.

અનંત કાળની લાંબી તૈયારીને અંતે, આપણને આ સૃષ્ટિનો વારસો મળ્યો છે પરંતુ ફલાણી પળે આ સૃષ્ટિ રચાવા માંડી અને તેના પહેલાં કોઇ પળ નહોતી એમ તો કંઇ કહી શકાતું નથી. સમયને અંત હોય કે ન હોય પણ એની શરૂઆત કે આદિનો તો કંઈ પત્તો નથી. એટલે શું એ અનાદિ અનંત છે? હોય.

ત્યારે નામ તેનો નાશ ગણાય છે તેનુ શું? વિજ્ઞાનના ભવિષ્ય વેત્તાઓ પણ એમ તો ધારે છે કે આ સૃષ્ટિનો

**સૃષ્ટિનું ભૂત-ભાવિ** નાશ એક દિવસ તો થવાનો. મૃત્યુની ઘડી તો એને માથે પણ છે જ.

પોણોસો વર્ષથી ભૌતિકશાસ્ત્રીઓ માને છે કે આ વિશ્વના અગણિત રૂપો, કોઇ ઉચ્ચ વ્યવસ્થાસર રચાયાં હશે, અથવા એ રૂપો જેમાંથી ઉત્પન્ન થયાં એવાં કોઇ પેહેલાંનાં રૂપો હશે. ત્યારથી અત્યાર સુધી રૂપોમાંથી અન્ય રૂપોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય બહુ ઉંડાઉપણે ચાલ્યા કરે છે. અને આ સર્જન કંઇ કિસ્મતની જેમ ઓચિંતુ બન્યું નથી, સર્જનની પાછળ જરૂર કોઇ યોજના છે. ધાર્મિક વૃત્તિના વિદ્વાનો કહેતા કે અબજો વર્ષો ઉપર બ્રહ્માએ આ સૃષ્ટિની રચના કરી હતી. અનંત યુગોથી આ ચાલે છે અને અનંત યુગોને અંતે એનો પ્રલય પણ થશે. નામ તેનો નાશ-પછી ભલે એ નાશ આજથી અબજો અને ખર્વ વર્ષોએ થાય. પરંતુ વિજ્ઞાનીઓને આવી કલ્પના માટે પણ કંઇ આધાર જોઇએ. એ લોકો પુરાવા વગર ઉતાવળથી કોઇ સિદ્ધાંત બાંધતા નથી.

એમને સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલય વિષે કંઇ પુરાવા મળતા જાય છે. કેટલાક ખગોળશાસ્ત્રીઓ માને છે કે હાલના તારાઓ,

આપણોસૂર્ય અને બીજા કોટી કોટી સૂર્યો કોઇ મૂળ પ્રકૃતિમાંથી જનમ્યા છે.

પ્રિરચના હેતુવાળી છે

મૂળ પ્રકૃતિમાં ચાજથી અબજો વર્ષ ઉપર ઉત્ક્રાંતિની કોઇ ક્રિયા થયેલી છે, ઢંગધડા વગરની, અચાનક બનેલી કે પરસ્પર સંબંધ વગરની આ ગ્રહ ઉપગ્રહો કે નક્ષત્રોની સૃષ્ટિ નથી. દ્રવ્યાણુ, ગરમી, ગતિ અને વિદ્યુત પ્રવાહોના અવિચળ નિયમોને આધીન, સુવ્યવસ્થાવાળી અને નિયમસર આ રચના થયેલી છે.

વિશ્વભરમાં, હમણાં પણ જડ પ્રકૃતિમાં સુદ્ધાં, ક્ષણ પ્રતિક્ષણ નાશ થઇ રહ્યો છે અને એમાંથી તેજ અને ગરમીનાં કિરણોદ્વારા શક્તિ છૂટી પડીને ચોગરદમ વહી રહી છે.

ઉત્પત્તિ, સ્થિતિ અને લય.

શિવજી, રૂદ્રરૂપે જીર્ણ થયેલાં શરીરોના નાશ કરી એમાંથી બીજાં નવાં શરીરો આપે છે કે નહિ? ખગોળશાસ્ત્રીઓ એને વિષે એમ કહે છે કે ઘણાએ તારાઓ—સૂર્યો—ઠંડા પડી જાય છે, એવા કોઇ બે મહાન તારાઓનાં શબ એક બીજાની સાથે જોરથી અથડાય. એમાંથી ધક્કાના જોરે ધીકતી વરાળ બને અને એમાંથી બીજો સૂર્ય અને ઉપગ્રહો અને વનસ્પતિ અને પ્રાણી પાછાં ઉત્પન્ન થાય કે નહિ? ગઇ સદી સુધી તો વિદ્વાનો આવા તર્કવિતર્ક કરતા પણ હાલના ખગોળશાસ્ત્રીઓ આવી કલ્પનાઓ કરવા ના પાડે છે.

હરેક પળે, પૃથ્વીપરના અને વિશ્વના બીજા ગ્રહ ઉપ-ગ્રહનું દ્રવ્ય ખર્ચાતું રહ્યું છે. પદાર્થ માત્ર પરિવર્તન પામી પોતાનામાં રહેલી શક્તિને, તેજનાં કિરણો બનાવી વહેવડાવી મૂકે છે! આ વહી જતી શક્તિને પાછી એકત્ર કરનાર કોઈ સામી ક્રિયા હશે કે નહિ? તેજનાં કિરણોનાં મોજાં કોઇ સ્થળે એકત્ર થઇ એમાંથી પાછાં

વિદ્યુતકણો, [ ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સ ] એમાંથી અણુ, પરમાણુઓ; અણુ, પરમાણુઓમાંથી મૂળતત્ત્વો અને મૂળતત્ત્વોમાંથી પૃથ્વી, પાણી, જલ, તેજ, વાયુ અને આકાશ જેવાં પંચમહાભૂતો ફરી સર્જાતાં હશે કે નહિ સર્જાતાં હોય?

હિમાલય જેવા પર્વત પરથી બરફ ઓગળીને નદીઓ બને છે. નદીઓ સમુદ્રોમાં જાય છે. સમુદ્રનાં પાણી સૂર્યની ગરમીથી શોષાઇને વરાળ થાય છે અને વરાળ આકાશના ઉંડાણમાં મેઘ થઇને પાછી વર્ષાદરૂપે પૃથ્વીપર પડે છે. એ વર્ષાદ પાછો પર્વતનાં શિખરો પરની બખોલોને ભરી દે છે. વિશ્વમાં આ મુજબનાં અસંખ્ય ચક્રો નિરંતર ચાલ્યાં કરે છે. સૃષ્ટિની પણ ઉત્પત્તિ, સ્થિતિ અને લય; લયમાંથી પાછી ઉત્પત્તિ: ફરી સ્થિતિ અને ફરી લય એમ કાં ના ચાલ્યા કરતું હોય? વિજ્ઞાનશાસ્ત્રીઓ હજી સુધી આવા તર્કવિતર્કના કંઇ પુરાવા મળે તો એકઠા કરવા માગે છે.

**શેષશાયી નારાયણ**

એક વાત તેમ છતાં નક્કી છે કે પૃથ્વી, ગ્રહો, ઉપગ્રહો, સૂર્ય અને તારા દિન પ્રતિદિન ઘસાતા જાય છે. જગત બધું ક્ષણભંગુરલાગે છે. આ લોક બધો મૃત્યુલોક છે. પરંતુ સૃષ્ટિની ઉત્પત્તિનો કોઇ ભવ્ય હેતુ છે. આ જગત ઉત્ક્રાંતિની કોઇ મહાન યોજના રચી રહ્યું છે. " એ રચાવ ! " એટલી જ મારી મનોકામના છે. એ ઉચ્ચ હેતુ સધાઈ રહે; જગત પોતાના આદર્શને સિદ્ધ કરે; પછી પરિવર્તન અને જીવનમરણનાં એનાં ચક્રો ભલે બંધ પડો ! ઉચ્ચ અને ઉચ્ચતર સ્થિતિ મને ગમે છે અને પછી મને નિર્વાણની શાંતિ પણ ગમે છે. એનું એ નાટક ફરી ફરીને ભજવ્યા કરવામાં–જન્મ મરણનાં ફરી ફરીને એવાં ને એવાં ચક્રો લેવામાં મને કંઇ ખાસ મજાહ નથી. નારાયણને પણ આ મહાન લીલાને અંતે આરામ મળવો જોઇએ. શેષશાયી ભગવાન ક્ષીરસાગરમાં શાંતિથી ભલે પોઢે અને લક્ષ્મીજી—

પ્રકૃતિ એમના પગ માત્ર ઓળાંસે. પુરુષ અને પ્રકૃતિ-ચેતન અને જડ બંને આરામનું સુખ ભલે પામો!

દક્ષિણનાં કેટલાંક ભવ્ય મંદિરોમાં, શેષશાયી નારાયણની શાંત અને ઉપર વર્ણવી એવી ગંભીર મૂર્તિઓ મેં જોઈ છે. પણ એજ મૂર્તિઓમાં પાછો નવી સૃષ્ટિ રચાવાનો સમય આવવાનાં ચિહ્નો દીસે છે! વિજ્ઞાનમાં પણ એવાં ચિહ્નો અમેરિકન વિજ્ઞાનશાસ્ત્રી રૉબર્ટ કીંગમેને જોયાં છે. ગયા મે મહિનાના "સાઇકોલોજી" એટલે "માનસશાસ્ત્ર" એ નામના માસિકમાં "સૃષ્ટિમાં મનુષ્યનું સ્થાન" એ નામના એક સુંદર લેખમાં એ લખે છે કેઃ–વિજ્ઞાનીઓને બે પ્રશ્નો હાલ મૂંઝવી રહ્યા છે. જડ એટલે શું અને સજીવ એટલે શું? સજીવ અથવા ચેતનનું પૂરેપુરું રહસ્ય એ લોકો ધારે છે કે અમને પહેલું મળશે કારણ કે ચેતન એ તો પ્રકૃતિનો જ ગુણ છે અને જડ અથવા પ્રકૃતિનું બંધારણ પકડતાં વાર લાગવાની; કારણ એ શોધ જરા ઊંડી છે. સૃષ્ટિનું મૂળ પ્રકૃતિ છે.

વિજ્ઞાનીઓ માને છે કે સૃષ્ટિરચના તો અનાદિ કાળથી શરૂ થઈ છે અને હજી ચાલ્યા જ કરે છે. એ પૂરી થઇ નથી, અને થવાની નથી. કેલીફોર્નિયા પ્રયોગશાળાના પ્રો. રૉબર્ટ મીલીકને હમણાં જ "કૉસ્મિક રેઝ" એટલે આપણા સૂર્યમંડળની પારના વિશ્વમાંથી આવતા તેજનાં કિરણોની શોધ કરીને જોયું છે કે આ કિરણો જ કાસદો જેવાં છે. આ કિરણો એટલે સૃષ્ટિ રચના હાલ પણ ચાલી રહી છે એ હકીકત કહેનારા જાણે એક જાતના કાસદો સમજો.

**પ્રલય પછી પાછી સૃષ્ટિરચના?**

આ વિશ્વ કિરણોમાં "પોઝીટીવ અને નેગેટીવ" વિદ્યુત અણુઓ વહી રહ્યાં છે અને એ અણુઓ જે તેનું મૂળતત્ત્વોની આપણી સૃષ્ટિ બની છે. એવાં જ મૂળતત્ત્વોનાં અણુ પરમાણુને ઘડે છે. પહેલાં એમ મનાતું કે આવાં અણુ

પરમાણુઓ અને અણુ પરમાણુનાં મૂળતત્ત્વો તારાઓ એટલે દૂરના બીજા સૂર્યોમાં બનવાં ચાલુ હશે. પરંતુ આ નવી શોધમાંથી તો એવા પુરાવા મળે છે કે આ ઘડીએ વિરાટ વ્યોમની કોઈ ખાલી જગામાં નવી સૃષ્ટિ રચાઇ રહી છે. કોઇ હયાત તારામાં કે જડ પ્રકૃતિ જ્યાં જમા થઇ રહી હોય એવા આકાશના કોઈ ભાગમાં આ કિરણો એકઠાં થતાં નથી પરંતુ ખાલી દિક્‌માં કાળની આ ઘડીએ જ અગત્યનું સૃષ્ટિમંડાણ શરૂ થઇ રહ્યું છે!

બ્રહ્માંડના યુગો રચવામાં ચાર વાતો નક્કી થઇ છે. તે એ કેઃ

૧. પોઝીટીવ અને નેગેટીવ વિદ્યુત અણુઓ, સૂર્ય મંડળોની વચમાં આવેલા આકાશમાં ખૂબ જથ્થામાં દોડી રહ્યાં છે.

૨. ઊંડા આકાશના દૂર દૂરના ભાગમાં દબાણ બહુજ થોડું છે તેથી આ વિદ્યુત અણુઓ એક બીજાથી બહુ જ છેટે છેટે પ્રસરવા જાય છે પરંતુ ઠંડક ઘણી હોવાથી એ ઠરી જાય છે.

અને ઠેકાણે ઠેકાણે અણુ પરમાણુઓ બને છે.

૩. અણુ પરમાણુ બન્યા પછી, ગુરુત્વાકર્ષણ જેવા દબાણો થવાથી એ ભેગાં થાય છે અને એના નવા સૂર્યો બને છે.

૪. આ સૂર્યોમાં, આ અણુ પરમાણુઓના રાક્ષસી જથ્થા જામે છે. ભાર, દબાણ અને ઘટ્ટપણાં થવા માંડે છે. ગતિના નાના પ્રકારના વેગ હોય છે અને ગતિથી અથાગ ગરમી ઉત્પન્ન થાય છે. પાછી આ સૂર્યોમાંની અપાર ગરમી તેજરૂપે અણુ પરમાણુને વેહેવડાવે છે અને એ અણુ પરમાણું ભાગીને વિદ્યુત અણુઓ બની જાય છે. સૂર્યોની આ શક્તિ આકાશમાં ગરમી અને પ્રકાશરૂપે વહી જાય છે. કરોડો વર્ષે આ સૂર્યમાંથી આવી અથાગ શક્તિ વહી જવાથી એ સૂર્યોનાં ખાલી ખોખાં થઈ જાય છે.

વિશ્વમાં, વિદ્યુત અણુઓનાં હાલ પણ અણુ પરમાણુ રચાઈ રહ્યાં છે તેની જાહેરાત પેલા વિશ્વનાં તેજ કિરણો કરી રહ્યાં છે.

અબજો વર્ષો થઇ ગયાં. બ્રહ્માંડમાં વિશ્વો, સૃષ્ટિઓ અને સૂર્યમંડળો રચાયાં અને ભાગ્યાં પરંતુ અણુ પરમાણુઓની આ વિદ્યુત અણુઓ રૂપી ઈંટો કેમ ખૂટતી નથી ?

આનો તો એક જ જવાબ ધારી શકાય છે કે વહી જતાં ગરમી અને પ્રકાશનાં અખૂટ વિદ્યુત અણુઓ, પાછાં એકત્ર થઇને એ જ ભાગેલાં ઘરોની ઈંટો જાણે નવાં ઘરો બાંધવામાં કામ આવતી હોય! છૂટાં પડેલાં વિદ્યુત અણુઓ પાછાં અણુ પરમાણુ રચે અને અણુ પરમાણુ જગતના પદાર્થો ફરી રચે.

આચાર્ય મીલીકન, સૃષ્ટિઓના જન્મ, જરા અને મૃત્યુનું ચક્ર આમ જ પૂરું થતું હશે અને પાછું ચાલતું હશે એમ માને છે. છૂટાં પડેલાં સૂક્ષ્મત્તમ તત્ત્વોની પાછી નવી સૃષ્ટિઓ રચાતી હશે એમ એમની ધારણા છે. પ્રકૃતિમાંના પદાર્થો ભાગે છે અને પાછાં એનાંજ નવાં રૂપ રચાય છે. કાળ, એ તો સૃષ્ટિરચનામાં, પ્રલયમાં અને પાછી નવી સૃષ્ટિ રચનામાં અનંતરૂપે હોય જ છે અને એવા કાળને જ જાણે આપણા કવિઓએ અનંતનારાયણનું ભવ્ય નામ આપ્યું હોય! મહાકાળનું ઉજ્જનમાં આજ પણ મોટું મંદિર છે. એ વળી મહાદેવનું સ્વરૂપ છે અને એ જ્યોતિર્લિંગ મનાય છે.

**અનંતનારાયણ —મહાકાળ—**

આમ, બ્રહ્માંડ અનાદિ અનંત છે! એ તો કદી જુવાન પણ ન હતું અને કદી વૃદ્ધ થવાનું નથી. ક્યારે બ્રહ્માંડ થયું એમ કોઈ પૂછે તો એને કહેવું કે અનાદિ અનંતને માપો તો એને માપો.

આવા બ્રહ્માંડના અધિપતિ જેવા અથવા વિશ્વાત્મા જેવા પરમેશ્વરની કલ્પના કરવી એ કેવું ભવ્ય છે! હવેના વિજ્ઞાનીઓ નાસ્તિક નથી. એમાંના ઘણાંએ આજ કાલ તો વિરાટરૂપ પરબ્રહ્મને માને છે!

**વિરાટરૂપ પરબ્રહ્મ**

ઓગણીસમી સદીએ, વિજ્ઞાનશાસ્ત્રમાંથી ઉદ્ભવતા તત્ત્વજ્ઞાનમાં એક મોટો ઉમેરો એ કર્યો કે એણે સૃષ્ટિરચના તરફ આદરભાવ રાખવા ભલામણ કરી.

દરેક પદાર્થને સૂક્ષ્મદર્શક યંત્રથી જોતાં જોતાં અને વસ્તુ માત્રનું રાસાયણિક પૃથક્કરણ કરી કરીને એનાં વર્ગીકરણો અને સિદ્ધાંતો રચવામાં આવતા હતા. તે વખતે અણુ પરમાણુમાંથી ઇલિકટ્રોન્સ અને પ્રોટોન્સ સુધી જઈ ચૂકયા. હવે પદાર્થોના ગુણ જોવાવા માંડયા છે. પદાર્થ વિજ્ઞાનની મદદથી વસ્તુમાત્રના કકડે કકડા થઇ ગયા. ગરમી, દબાણ, વેગ એ બધું જોવાઈ ગયું. હવે રસાયણ, પદાર્થ વિજ્ઞાન, ખગોળ અને વનસ્પતિ તથા પ્રાણીવિદ્યાની ભેગી મદદથી અને માનસશાસ્ત્રની સહાય મેળવીને, વિજ્ઞાનશાસ્ત્રીઓએ પોતાની તમામ ભૌતિક વિદ્યાઓનો ભેગો મેળ મેળવવા માંડયો છે. સૃષ્ટિરચના તરફ ભક્તિભાવનું વલણ, આમ કોઈ સ્થૂળ યાંત્રિક સાધનો સિવાય, હૃદય ઉભરાઇ જવાથી મળ્યું છે અને એ હાલના વિજ્ઞાનની કાર્ય પ્રણાલીનો મોટો ફેરફાર સૂચવે છે.

**સૃષ્ટિરચના તરફ ભકિત**

હાલનો કલાકાર પણ ઝીણું ઝીણું બહુ ચીતરી રહ્યો; હવે ચિત્રકારોમાં પણ સમગ્રના દર્શનમાંથી સાર લેનાર impressionist–ભાવગ્રાહી કલાકારો ઉત્પન્ન થયા છે તે જ પ્રમાણે વિજ્ઞાનના પ્રદેશમાં પણ ભાવગ્રાહી રસિક કવિઓ જેવા વિદ્વાનોએ જે જોયું અને વિચાર્યું તે અદ્ભુત છે. એવા આધુનિક દૃષ્ટાઓથી જગતનું રહસ્ય સમજાયું; એણે તત્ત્વજ્ઞાનને પણ બહુ સંતોષ આપ્યો. કવિત્વ અને તત્ત્વજ્ઞાનને દૃશ્ય જગતનાં રહસ્યો મળ્યાં એ આધુનિક વિજ્ઞાનનો આડકતરો લાભ સમજીએ તો પણ એનો વ્યવહારુ લાભ ઇજનેરી વિદ્યાને પણ ઘણો મળ્યો છે.

સૃષ્ટિની સુવ્યવસ્થા અને રચના તરફ પૂજ્ય બુદ્ધિ અને માન

ઉત્પન્ન થવાથી વિજ્ઞાન ટૂંકી સંકુચિત વૃત્તિમાંથી છૂટયું છે. જે શોધાયું તેની માત્ર શુષ્ક નોંધ કરવાની એની ટેવ ચાલ્યા કરી હોત, તો સૃષ્ટિ ઘડાઇ રહી છે એનું ચમત્કારિક દર્શન તો વિજ્ઞાનને ના જ મળત! સૌન્દર્ય, ચેતન અને આત્મા, વિજ્ઞાનને હજી નથી મળ્યાં તે જ પ્રમાણે સૃષ્ટિરચનાની ભવ્યતા પણ એના સમજવામાં ન આવત.

કાળ, પદાર્થ, વીજળિક બળ, સૃષ્ટિરચના તરફ આદરભાવ સૌન્દર્ય અને માધુર્ય [melody] એમને એ ખાનામાં મૂકો એવો કોઇ મને પ્રશ્ન કરે તો સૃષ્ટિરચના તરફ આદરભાવ, સૌન્દર્ય અને માધુર્યને એક ખાનામાં સાથે મૂકું. એનું કારણ એ છે કે સૃષ્ટિના તમામ પદાર્થ, પ્રાણી, વનસ્પતિ ઇત્યાદિ સાથે સાથે વિચારવામાં આવે ત્યારે જ એનું રહસ્ય સમજાય છે. સમગ્ર દર્શનથી જ સૃષ્ટિ સુંદર લાગે છે અને ગીતનું માધુર્ય પણ વ્યાકરણ કે છંદશાસ્ત્રના નિયમો જાણવાથી નથી સમજાતું પણ સંગીતને માટે પ્રેમ કેળવવાથી અને રસિકતાનો ગુણ ખીલવવાથી ગીતનું માધુર્ય મળે છે.

**માધુર્ય**

હમણાં ગવરીશંકર અથવા એવરેસ્ટ જેવા હિમાલયના ઊંચામાં ઉંચા શિખરપર જવાની સ્પર્ધા ચાલી રહી છે. એરોપ્લેન્સ પરથી એના દેખાવો જેવાયા. પરંતુ માનો કે કોઈ શોધક ખરેખરો એ શિખરપર જઈ શકે અને પછી ઉદ્દગાર કહાડે કે "અરે! આ તો બધા પત્થર અને એના ઉપર ચોગરદમ પડેલો બરફ છે; બીજું કંઇ નથી તો એને માટે આપણે શું ધારીશું ?

એક રસાયણી પોતાની સ્ત્રીને મારતો હતો; અને એ સ્ત્રી બિચારી, રોજ "પોષ પોષ" આંસુએ રોતી હતી. એના કોઇ કવિમિત્રે પૂછયું:-

"ભાઇ! આંસુના ભેદો જાણો છો? એની કિંમત સમજે છો?"

રસાયણી બોલ્યો—હા, સવાશેર પાણીમાં ૧ ચમચી સાધારણ મીઠું: આંસુનું એ પ્રમાણ છે. એક પાઇન્ટ પાણીમાં એક ડ્રામ

સોડિયમ ક્લોરાઈડ [ Nacl ] નાખો એટલે આંસુ. ભાવશૂન્ય માણસો આમ જ, બધું સુંદર માનવજીવન મિથ્યા કરી નાખે છે.

વિજ્ઞાનમાં જો કવિત્વ કે તત્ત્વજ્ઞાનનો વિકાસ ન થાય તો વિજ્ઞાન પેલા ગવરીશંકર પર ગયેલા રખડેલના

**વૈજ્ઞાનિક દર્શનમાં** મન જેવું અથવા સ્ત્રીને મારનાર આંસુમાં કલ્પનાબળ અને માત્ર મીઠું જોનાર પેલા રસાયણશાસ્ત્રીના શૂન્ય હૃદયબળ ભળે છે હૃદય જેવું નિષ્ઠુર જ રહી જાય. આજકાલ સુભાગ્યે વિજ્ઞાનમાં કલ્પનાબળ અને હૃદયબળ આવવા માડયાં છે.

એડિંગ્ટન ખરું કહે છે કે:–"શુષ્ક વિજ્ઞાનીઓનું દોરેલું જગત અને કંટાળો નહિ આપી શકે. વિજ્ઞાનના સાચા જ્ઞાનીઓને તો સમજ પડી છે કે આ દૃશ્યમાન જગતનું મહત્ત્વ એની અંદર રહેલા ચેતન તત્ત્વને લીધે છે. એમ કહ્યા પછી એડિંગ્ટન નીચેનું કાવ્ય ઉતારે છે અને શુષ્ક વિજ્ઞાનીઓ, એને કેમ તપાસે એનું વર્ણન કરે છે:—

હિમગિરિ પર એ સરોવર,
નાચતું મૃદુ હાસ્યથી;
વાયુ વહે ત્યાં વેગથી,
ને જળતરંગો શોભતા–
રંગ રંગિત ઓપથી,
આકાશ લીલા અવનવિ;
પ્રતિબિંબ પાડે, જળ વિષે;
વનપંખી મીઠું બોલતાં:
નૃત્ય નાચી જળ તરંગો,
વેરતાં, સૌન્દર્યને;
હિમ આવ્યો, રોકી દેવા;
સાંજ પડતાં તેમને:

રાત આખી, બરફ બનીને
સ્થિર સરવર દિપિયાં
શાંત શોભા રજત વર્ણી
રસિક ચક્ષુ રિઝિયાં.

પદાર્થ વિજ્ઞાનના કોઈ પુસ્તકમાં ઉપરના દૃશ્યની વિગત નીચે પ્રમાણે હોય—“પાણીના વેગની શક્તિ.”

૧. એક કલાકે અડધા માઇલની ઝડપથી પવન વાય તો પાણીની સપાટી પર કરચલીઓ પડે.

૨. એક માઇલની ઝડપે પવન વાતો હોય તો ઝીણી લહરીઓ થાય.

૩. બે માઇલની ઝડપે પવન વાય તો ગુરુત્વાકર્ષણનાં મોજાં થાય; આમ છતાં, અવલોકનથી આપણે મોજાંની ઉત્પત્તિ પહેલાંની સ્થિતિ કહી શકીએ! ઈત્યાદિઃ

**વિજ્ઞાનમાં કવિત્વને સ્થાન છે**

એડિંગ્ટન કહે છે કે ઉપરનું વર્ણન ખરું છે પરંતુ કાવ્યના વર્ણનથી જે સુખ અને આનંદ મળે તે સુખ અને આનંદ આપવા ઉપરનાં શુષ્ક હિસાબી વર્ણનો અસમર્થ છે.

કવિ તો જાણે કુદરતને આપણી છેક પાસે લાવી મૂકે છે. એ વાંચ્યાથી આપણો જે કુદરત યોગ થઈ જાય છે, અને હિમગિરિના સરોવરના સૌન્દર્યના ઉપભોગનું સુખ એટલું બધું થાય છે કે આપણે પણ સૂર્યના પ્રકાશમાં રંગાતાં એ પાણી સાથે નૃત્ય કરીએ છીએ, અને હિમથી ઠરી ગયેલા એ સરોવર પર ચંદ્ર જે રૂપેરી પ્રકાશ પાડે છે તેનાથી સ્નેહ, કૌતુક અને આનંદનો અનુભવ કરીએ છીએ.

આ સુખ ને આનંદથી આપણે કંઈ હલકા નથી પડતા, આપણે સૃષ્ટિ સૌન્દર્યના એ દૃશ્યને એમ નથી કહેતા “આંખ, કાન, નાક, જીભ અને ત્વચા, અને મનવાળો–૭ ઇન્દ્રિયો જેનાં સાધન છે એવો

હું. જે પદાર્થ-વિજ્ઞાન સમજું છું તે તારાથી છેતરાવાનો નથી."

જીવનની એ ધન્ય ક્ષણો, તો પદાર્થ વિજ્ઞાનનું જ્ઞાન છતાં આપણે પૂજ્ય ગણવી જોઈએ. સૃષ્ટિ-સૌન્દર્યના આવા દેખાવો આપણા જીવનમાં રસ ઉત્પન્ન કરે તો આપણું જીવન ઠીંગણું અને સંકુચિત થઈ જાય એમ નથી. જે જોખી શકાય અને માપી શકાય અને પ્રયોગશાળાના અવલોકનનો વિષય બને અથવા ગણિતશાસ્ત્રના હિસાબોમાં ગોઠવી શકાય એટલું જ સત્ય નથી. સત્ય બહુ વધારે મોટું છે.

વાદળના રંગો ને પાણીનાં પ્રતિબિંબો એ એક રીતે જોઈએ તો જાદુ જેવું છે. હવા ને પાણીની વચ્ચે [" ઈથર "] આકાશમાં આંદોલન થયાં; અમુક લંબાઈના તરંગો થયા. એ તરંગો આપણી આંખોએ ઝીલ્યા. આંખમાંથી ચક્ષુ મજ્જામાં અને એ તારને માર્ગે મગજમાં ચક્ષુસ્થાને ઉશ્કેરણી થઈ. એ ઉશ્કેરણીથી જે અસર થઈ તેનો અર્થ કરવા મન બેઠું અને મને પેલા તરંગોના રંગ ઉપજાવી કહાડયા. આંખ મારફતે તો બહુ થોડું મળ્યું પણ મન એ ઉપરથી કૂદયું, પહેલાંના સંબંધો, સ્મરણો બધું એણે સંભારી કહાડયું અને એક ખોખા ઉપર બધી રચના કરી નાખી. આમ બધી ક્રિયા કરીને એણે માન્યું કે "આ દેખાવ સારો છે." પરીક્ષક બુદ્ધિ ઊંઘી ગઈ. દૃશ્યનાં પ્રથક્કરણ ન કરતાં એણે સમગ્ર દેખાવ જોયો, હવાની લહેજત, પક્ષીનાં ગીત, ઘાસની સુગંધ, પવન અને રંગોની ભેગી અસર આપણી બહાર અને અંદર અને ઉચ્ચ મનોભાવ સુધી પહોંચી ગઈ! તર્કશાસ્ત્રની વિરુદ્ધ આ આનંદ થયો. આખી અસર આનંદ સમાધિમાં બદલાઈ ગઈ.

જે આનંદ આપણને થયો તે કુદરતમાં હતો. પેલાં મોજાંમાં સરોવરમાં હતો. બધે હતો.

માત્ર ઈન્દ્રિયગોચર પદાર્થોનું જગત એ પણ જાદુ છે. દૃશ્ય

જગતની આપણા મન પર જે છાપ પડે છે તે પણ અર્ધ સત્ય છે અથવા અર્ધ સત્યથી પણ ઓછી છે.

**માયાની પાછળ સત્ય છે**

દશ્ય પદાર્થો નક્કર હોય, પ્રવાહી હોય કે વાયુરૂપ હોય, એ આપણે જોઇએ છીએ. એ બધાં અણુ પરમાણુના બનેલાં છે, અને પરમાણુ વિદ્યુત અણુઓનાં બનેલાં છે, એમ આપણે જાણ્યું; અને વિદ્યુત અણુઓ શું છે? એમાં એ વસ્તુતઃ કંઈ જ નથી. તરંગો અને મોજાંના વમળો એટલે વિદ્યુત અણુઓ; આમ દશ્ય પદાર્થની ઝીણી તપાસમાં ઊંડા ઉતરતાં ઉતરતાં આપણે પદાર્થને જ ખોઇ બેઠા છીએ! શોધતાં શોધતાં છેડો તો આવ્યો. પરીક્ષા પૂરી થઇ. પ્રોટોન્સ અને ઇલેક્ટ્રોન્સ બે જાતનાં વિદ્યુત પરમાણુનાં નામથી પદાર્થ માત્રનું અંતિમ સ્વરૂપ પૂરું થયું; પરંતુ પદાર્થ પછી પદાર્થરૂપે રહેતો નથી. પદાર્થ ત્યાં શક્તિનું રૂપ લે છે.

મનના તર્કવિતર્કોનું પણ સ્થૂળ પ્રથક્કરણ કરીને અંદર કંઈ સત્ય હોય તો તે લેવા પણ આપણે જ્યાં ઊંડા ઉતરીએ છીએ તો ત્યાં પણ બધું માયાવી જ લાગે છે પણ આવી માયા એટલે ધૂણી જેવું હોય તો તો જ્યાં ધૂણી હોય ત્યાં અગ્નિ હોવો જોઈએ, એ ન્યાયે આપણે પદાર્થને અને મનને સત્ય માનો. મનના મૂળમાં પણ સત્ય તો હોવું જોઈએ.

**રસિકતા અથવા સૌન્દર્યગ્રાહક શક્તિ હોય એ ગુણ છે**

"કુદરતના સૌન્દર્યથી અસર પામે એવાં માણુસ સારાં" એમ તો બધા જ કબૂલ કરે છે. વિશ્વવ્યાપી નિયમોની ને સૃષ્ટિની રચનાની સ્તુતિ કરી શકે એવી કલ્પનાશક્તિ પણ સારી ગણાય છે; અને જે જોયું તેનું લાગણી વગર પ્રથક્કરણ કરવા માંડવું કે વાતાવરણની ભૌતિકશાસ્ત્રીઓ જેવી કેવળ

છેદન ક્રિયા કરવી કે ગણિતશાસ્ત્રીઓ જેવા તારા મેળવવા એ પણ યોગ્ય નથી.

જે જીવન આપણને પ્રાપ્ત થયું છે તેની પરિપૂર્ણતાને માટે, લાગણીઓ, અનુભવ અને સૌન્દર્યગ્રહણશકિત [ રસિકતા ] એ ત્રણેને કેળવવાં જોઈએ. એકલી બુદ્ધિ જ કંઇ બધો લાભ નથી આપી શકતી

જ્ઞાન, બે રીતે મળે છે; એક સૂચનથી હોય છે અને બીજૂં અંતરસ્પર્શી [ symbolic and intimate ] બુદ્ધિથી પ્રાપ્ત થતું જ્ઞાન કેવળ સૂચનાત્મક કહી શકાય એમ જો કે નથી તોપણ જ્ઞાનનાં રૂઢ થઈ ગયેલાં સ્વરૂપો સૂચનથી પ્રાપ્ત થતા જ્ઞાનને માટે જ ખીલેલાં છે.

અંતરસ્પર્શી જ્ઞાન, કાયદા કાનૂનો કે પ્રથક્કરણને આધીન નહિ થાય. એને છણવા જઇશું તો એનો અંતર-

**અંતરસ્પર્શી જ્ઞાન** સ્પર્શ જતો રહેશે અને સૂચનરૂપ થઈ જશે.

હાસ્યરસનો દાખલો લ્યો. હાસ્યરસનો પણ પદચ્છેદ કરશો તો તે થઈ શકશે. માર્મિક હાસ્ય શું? કટાક્ષ શું? એ બધું તારવી શકાય. ધારો કે કોઇ કંઇ હસવા જેવું બોલે એનું આપણે પ્રથક્કરણ કરવા બેસીએ. રસાયણશાસ્ત્રીઓ ખારા પાણીમાં કિયા ક્ષાર છે અને કિયા પ્રમાણમાં છે તે જેમ નક્કી કરી શકે છે તેમ હાસ્યરસનું વાકય પકડીને હાસ્યરસનું કારણ શું હતું તે પણ આપણે શોધી શકીએ. એ પ્રથક્કરણને અંતે આપણે બરાબર સમજી શકીએ કે એ મશ્કરી ખરી હતી અને એનો હાસ્યરસ ઉત્તમ અને ઊંચા પ્રકારનો હતો. ન્યાયશાસ્ત્ર અનુસાર કે કાવ્યશાસ્ત્ર પ્રમાણે હવે તો આપણે હસવું જોઇએ પણ તપાસ એટલી ઊંડી થઈ ચૂકી છે કે હવે હસવાનો સમય વહી ગયો છે. આથી આપણને હાસ્યરસનું સૂચક જ્ઞાન થયું. એની બધી ખાસિયતો સમજાઇ. ફક્ત આમ કરવાથી આપણો હસવાનો આનંદ જતો રહ્યો છે.

કોઈ પણ વસ્તુની ખરી કદર આપોઆપ થવી જોઇએ. સ્વયં-

સ્ફૂર્તિથી એનાં વખાણુ થઈ જાય એ જ ખરાં, બાકી જ્યાં એમાં અંગે અંગ તપાસવા બેઠા એટલે તો એનો ગુણુ ઊડી જાય છે.

પેલા કુદરતના સૌન્દર્ય તરફ ભક્તિ ભાવનો ઉદ્દય થયો. તેને આ હાસ્યરસની હકીકત સાથે સરખાવી શકાય. ભગવાન તરફ ભક્તિભાવ થાય છે તે પણ આવો જ હોય છે. કેટલાકને ઈશ્વર હાજરાહજૂર લાગે છે અને કોઈક પોતાના આત્મામાં એ દિવ્ય જ્યોતિનો અનુભવ કરે છે. એવા માણુસો ભગવાનનો આવો અનુભવ નહિ મેળવનારને પેલા હાસ્યરસનો ભાવ નહિ લેનારના જેવા શુષ્ક ગણે છે.

ધર્મવિદ્યાનું જ્ઞાન, શાસ્ત્રોનો અભ્યાસ એ બધું સૂચક જ્ઞાનના વિષય છે. ઈશ્વરનો અનુભવ મેળવવો એ ખરી ધાર્મિકતા છે. એથી અંતરસ્પર્શિ જ્ઞાન થાય છે. જેમ હવા લાગે છે, જેમ સૌન્દર્યનો અનુભવ જ થાય છે તેમ જ ભગવાન પણ આપણુને લાગવા જોઇએ. આપણામાં ચેતન તત્ત્વ છે એને આત્મા કહો તોયે હરકત નથી.

**હવા લાગે છે એમ ભગવાન લાગવા જોઇએ,**

લાગણીઓ, આદર્શો, શ્રેય અને પ્રેયની કિંમત એ આત્મદ્વારા થાય છે. જેમ ઇન્દ્રિયજન્ય જ્ઞાન એ મેળવે છે તેમ ઉપર કહેલી લાગણીઓદ્વારા આદર્શો રચીને શ્રેય અને પ્રેયની સહજ સમજથી પણુ એ વિકાસ સાધે છે.

માનસશાસ્ત્ર અને શરીરવિદ્યાથી, ઇન્દ્રિયજન્ય જ્ઞાન આપણુને કેમ થાય છે એટલું જ આપણે બહુ તો જાણીએ, પણુ સમગ્ર આત્મા મન અને શરીરથી બહુ મોટો છે.

પદાર્થ વિજ્ઞાન, સચ્ચિદાનંદનો અનુભવ નહિ કરાવી શકે. શાસ્ત્રો અને પુરાણો, ન્યાય કે તત્ત્વજ્ઞાન સુદ્ધામાં ભગવાનની પ્રાપ્તિ કરાવી આપવાનું સામર્થ્ય નથી.

કુદરત સુંદર છે. સંગીત, સાહિત્ય અને કલામાં રસ ભર્યો છે.

મનુષ્ય માત્રનું હૃદય પ્રભુ માટે તલસ્યાં કરે છે; આ ભાવ ખરો છે કે ખોટો એની સાક્ષી આપણો જ અંતર્યામિ પૂરે છે, જગતભરના ભક્તો અને સંતોએ, ધન, દોલત, રાજવૈભવ સર્વસ્વનો ભગવાન મેળવવા માટે ત્યાગ કરેલો છે એ આપણે જાણીએ છીએ.

**વિશ્વ રહસ્યપૂર્ણ છે**

આપણા જીવનનો ખરે જ કંઇ હેતુ છે, આ વિશ્વ અને વિશ્વંભર રહસ્યપૂર્ણ છે. આપણો દેહ લાગણીઓ–બુદ્ધિ–આત્મા, બધું ચમત્કારી છે! સત્યને પામવું; સૌન્દર્યને સ્પર્શવું, પ્રેમને અનુભવવો અને સહસ્ત્ર દળ કમળની માફક, આત્માને પૂર્ણ કળાએ વિકસાવવો એ મનુષ્ય જીવનનું પરમ લક્ષ્ય છે. ×

---

× સર જેમ્સ જીન્સનું "આપણી આસપાસ વ્યાપેલું જગત" પ્રો. એડિંગ્ટનની "સ્થૂળ સૃષ્ટિનું સ્વરૂપ" અને ડૉ. વ્હાઇટહેડની "આધુનિક યુગમાં વિજ્ઞાનની સ્થિતિ" એ ત્રણે ઉત્તમ પુસ્તકોનો સાબરમતી અને નાસિક જેલમાં અભ્યાસ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો. આ યુગનાં એ "વેદત્રયિ" જેવાં, એટલે વેદ, ઉપનિષદ્ અને ગીતા જેવાં, વિજ્ઞાન માર્ગમાં જ્ઞાનયોગનાં ત્રણ ઉત્તમ સાધન ગણાય છે. આ લેખોમાંના વિચારો ઘણે ભાગે ઉપર કહેલા એ ત્રણ ભક્ત અને જ્ઞાની વિજ્ઞાનીઓના દોહનરૂપ છે. આ લેખમાંના વિચારો મુખ્યત્વે એડિંગ્ટન વાંચ્યા પછીના છે.

# વિજ્ઞાન-તત્ત્વ

## [ ૩ ]

## વિશ્વમાં મનુષ્યનું સ્થાન

મોટામાં મોટા દૂરબીનથી, દસ અબજ તારા જોઇ શકાય છે!

**સૂર્યો કેટલા?**

અને હજી જેમ વધારે દૂર જોઇ શકાય એવાં દૂરબીનો બનતાં જાય છે તેમ તેમ તારાઓની એટલે સૂર્યોની સંખ્યા વધે જાય છે! ઘડીવાર તો એમ જ લાગે છે કે કૂલ તારાઓની સંખ્યાનો આંક કહાડવો અશક્ય છે! તેમ છતાં હમણાં હમણાં સૂર્યોની એટલે તારાઓની ગણત્રીનો પાર આવવા માંડયો છે!

દિક્‌ને પણ મર્યાદા હશે અને અમર્યાદ લાગતી આકાશની બધી બાજુઓ કંઇ તારાઓથી એક સરખી રીતે ભરચક નથી એમ પણ લાગે છે.

તારાઓની કૂલ સંખ્યા ઘણું કરીને ત્રીસથી કે ત્રણસેં અબજોથી તો વધારે નહિ જ હોય! પરંતુ આ ગણત્રીમાં એક મુશ્કેલી એ છે કે જે તારાઓ આપણે જોઇએ છીએ તે માત્ર આજ વિશ્વના સ્થાનિક તારાઓ છે.

**વિશ્વો કેટલાં ?**

આપણા વિશ્વમાં આપણો સૂર્ય, ગ્રહો, પૃથ્વી, ઉપગ્રહો અને ઉપર કહેલા અબજો સૂર્યો [ તારાઓ ] પોત પોતાના ગ્રહો ઉપગ્રહો સહિત આવી જાય છે. એ ઉપરાંત નવા બનતા સૂર્યોની વિરાટ તેજોમય દેહથી રહેતી ગંગાજી—આકાશગંગા—અને બીજી નાની નાની અસંખ્ય નીહારિકાઓ છે, પરંતુ આ તો એક વિશ્વ થયું; આવાં તો અસંખ્ય વિશ્વમંડળો ગગનની અગાધતામાં ઝળકી રહ્યાં છે !

આકાશની વચમાં અંધારી રાત્રીએ જે આકાશગંગાનો પટ ઝગ્યા કરે છે એની આરપાર દૂરબીનો માંડીને જોયાજ કરો. ત્યાં જોતાં થાકીએ પણ તારા ખૂટતા નથી ! આકાશગંગા સિવાયની જગાઓએ તારાનાં માપ લેવાઇ ગયાં છે, કાળા માથાના માનવીએ તારાઓની ગણતરી કરી નાંખી છે !

**આકાશ ગંગા**

આકાશગંગા ઘણી દૂર હોવાથી એનો પટ નાનો લાગે છે. પરંતુ દેખાય છે તેના કરતાં એ ઘણોજ મોટો છે. વચમાં વચમાં એ ત્રૂટક લાગે છે ત્યાં વાયુ રૂપી તેજમાંથી અમુક ભાગ ઠરીને "રૄ" જેવા ઘાટનાં ઉપર અને ઉપર આંટા આંટા પાડીને કરોડો માઇલ સુધી અણી કહાડીને વધેલાં તેજરૂપો—નીહારિકાઓ બની છે ! આવી અસંખ્ય નીહારિકાઓ આકાશમાં દેખાય છે. આ, આકાશ ગંગાના મધ્યબિંદુમાં 'સેજીટસ' નામનું એક સૂર્યમંડળ આવેલું છે પરંતુ બહુ દૂર હોવાથી એ આપણાથી દેખાતું નથી. વળી એની અને આપણી વચમાં નાશ પામી ગયેલા તારક પદાર્થની ભસ્મના ગોટાઓ હોવાથી પણ એ જણાતું નથી.

આવા મરી ગયેલા, બળી ચૂકેલા સૂર્યોના પણ ઢગ ઊંડા આકાશમાં ઘણે સ્થળે પડેલા છે !

ઉપર જે ત્રીસ કે ત્રણુસો અબજ તારાઓ કહ્યા તે આપણા વિશ્વ-મંડળના સૂર્યો; પણ એવાં તો અસંખ્ય વિશ્વ મંડળો છે! પરંતુ આપણા એક વિશ્વમંડળનો વિસ્તાર એટલો મોટો છે કે પ્રકાશનાં કિરણોને આરપાર નીકળી જતાં એક લાખ વર્ષ લાગે. અને કિરણોની ઝડપ એક સેકન્ડે ૮,૬૦,૦૦૦; માઇલની છે!

**વિશ્વમંડળનો વિસ્તાર**

આ અસંખ્ય સૂર્યોથી ભરેલા અનંત આકાશમાં આપણો સૂર્ય બિચારો એક નમ્ર વ્યક્તિ છે, એનું તેજ પણ બીજા સૂર્યોના પ્રમાણમાં મધ્યમસર છે. આપણા સૂર્યોના કરતાં ૧૦,૦૦૦ ગણું તેજ આપનારા સૂર્યો પડયા છે અને એનાથી ૧૦,૦૦૦ મા ભાગનું તેજ આપતા હોય એવા પણ નાના સૂર્યો આકાશમાં ઘણા છે.

**આપણો સૂર્ય નમ્ર વ્યક્તિ છે**

મોટા કરતાં, નાના સૂર્યોની સંખ્યા ઘણી વધારે છે. કદમાં, સપાટી ઉપરની ગરમીમાં અને વજનમાં જોશો તો આપણો સૂર્ય સાધારણ વર્ગનો ગણાય. એની ગતિ પણ સાધારણ ગણાય. એવામાં બીજા સૂર્યોપર થાય છે એવા આકર્ષક ફેરફારો પણ ઝાઝા થતા નથી.

સૂર્યોના મહાજનમાં, આપણો સૂર્ય, સાધારણ, મધ્યમસ્થિતિના આબરૂદાર ગૃહસ્થ જેવો ગણાય. આપણા વિશ્વમંડળના સ્થાનમાં પણ કંઇક જરા વચમાં એ ખરો. પરંતુ આ સ્થાન એવું કે એને લીધે એનું ઝાઝું મહત્વ ગણાય એમ નથી.

આ બધામાં આપણી પૃથ્વી બહુ જ નજીવી! રાઇના દાણાથી પણ નાની લાગે છે! પરંતુ હજી ઊભા રહો! એથી પણ નાના આપણે બનવું પડશે. દસ લાખ વિશ્વમંડળોમાં આપણું વિશ્વમંડળ એ એક છે એનો જરા વિચાર કરો!

**આપણી પૃથ્વી રાઈના દાણાથી પણ નાની**

ઘણી નીહારિકાઓ વિશ્વમંડળનાં તરતાં ટાપુઓ જેવી છે. એમાંથી ઘણા સૂર્યો બન્યા છે અને ઘણા બનવાના બાકી છે. ઘણા આ ક્ષણે બની રહ્યા છે! આવાં તરતાં વિશ્વોમાંનું, પાસેમાં પાસેનું વિશ્વ ૮,૫૦,૦૦૦ પ્રકાશ વર્ષો જેટલું છેટે છે!

કરોડો અને અબજો સૂર્યનું બનેલું, આપણું એક વિશ્વ બીજાં વિશ્વો કરતાં મોટું છે પરંતુ એની પૂરી ખાત્રી નથી. બીજાં વિશ્વોમાં માથા દીઠ ઓછામાં ઓછા દસ દસ કરોડ સૂર્યો તો હશે જ, અને આમ એકંદર દસ દસ કરોડ સૂર્યોથી શોભતાં આપણા વિશ્વ જેવાં દસ લાખ બીજાં વિશ્વો આ બ્રહ્માંડમાં ભ્રમણ કરી રહ્યાં છે!

**બ્રહ્માંડ કેવડું હશે?**

ત્યારે હવે આ બ્રહ્માંડ કેવડું હશે? એને પણ હદ તો છે એમ કેટલાક વિદ્વાન ખગોળશાસ્ત્રીઓ માને છે. દિક્‌ને કોઇ કોટ જેવું તો નથી પણ પૃથ્વીની જેમ આપણું બ્રહ્માંડ પણ ગોળ વળેલું અને મર્યાદિત તો છે. પ્રકાશનાં કિરણને બ્રહ્માંડ ફરી વળવા દસ કરોડ વર્ષો થાય એવડી એની હદ છે!

**દિક્ કાળ**

આજ કાલના વિદ્વાનો, આમ દિક્‌નો પાર પામ્યા છે! અનાદિ અને અનંત કહેવાતા બ્રહ્માંડનું પણ ક્ષેત્રફળ એમણે લઇ લીધું છે! ગમે એવું વિરાટ હશે પણ એનું માપ એ કહાડીને અભિમાનથી પુકારે છે કે બ્રહ્માંડ આખરે તો મર્યાદિત છે!

હવે કાળનું કેમ છે? કાળને આદિ અને અંત છે કે નહિ? એ પણ અનાદિ અને અનંત કહેવાય છે એટલું જ. બાકી સૃષ્ટિની ઉત્પત્તિની પણ એક ઘડી પળ તો હતી એમ કલ્પના કરવામાં આવી છે.

**સૃષ્ટિની ઉત્પત્તિ**

સૃષ્ટિ ઉત્પન્ન થવાની વેળાએ, આકાશનું પોલાણ હાલ નીહારિકાઓમાં હોય છે એનાથી પણ સૂક્ષ્મતર દ્રવ્યથી ઉભરાઈ ગયું. કેહેવાતી જડ પ્રકૃતિ તે વખતે પાતળાથી પણ પાતળા તેજસ્વી વાયુ

રૂપે, પૂર જોસથી ગમેતેમ, વિવેક વગર ભ્રમણ કરતી હતી. ધીમે ધીમે ખારા પાણીમાં લુણુના હીરા બાઝે છે એમ એ પ્રવાહી વાયુમાં અણુઓ ઠરવા લાગ્યાં. એ અણુઓ પણ સ્વચ્છંદે ગમે તેમ નિયમ વગર જોસથી ફરતાં હતાં:—

" વિશાળ, અથાગ, ઉંડાણુમાં;
કંઇ ઘોર, કાળો માંડવો !
અવ્યવસ્થા, અંધાર-રાણી,
રાજ્ય કરતી, ઘૂમતી+ ! "

પછી ગુરુત્વાકર્ષણુની શક્તિ દેખા દે છે. અરસપરસ ખેંચાણુ લાગવા માંડે છે. વાયુરૂપ, પાતળા, હવારૂપી મહાસાગરનાં પાણી, સ્થળે સ્થળે જામતાં જાય છે. અને વધારે જથ્થામાં દ્રવ્ય ઠરતું જાય છે ! એક રસપ્રકૃત્તિમાં ભાગ પડે છે. નીહારિકાઓ. અને સ્વર્ગગંગાએ અને સૂર્ય મંડળો રચાય છે. તેજો રાશી વણુાતા જાય છે અને આ બધાંનાં વેગવાન ભ્રમણો તો ચાલુ છે.

---

+આપણા ઋગવેદના નાસદીયસૂક્તમાં, હજારો વર્ષ પૂર્વે આપણા પૂર્વજ, દૃષ્ટાઓએ આ વિષે નીચે પ્રમાણે કાવ્ય કર્યું છે:—

ન્હોતું 'અસત્' નવ હતું 'સત્' કંઇ સમે તે,
ના અંતરિક્ષ, નવ વ્યોમ, હતું પરે કે;
શું આવરે, કવણ કોણુ તણા સુખાર્થે,
ને શું હતું ગહન પાણી ગંભીર આકે ?
ન્હોતું વળી મરણ ને અમૃતે નહોતું
ના રાત કે દિવસ કાંઇ કળાય એવું;
ને શ્વાસ લેતું નિજ શક્તિથી વાયુ' વિણુ,
તે એકલું, અવર તેથી ન કાંઇ ભિન્ન.
આરંભમાં તમ હતું, તમથી નિગૂઢ,
કેહેવાતું ભેદ વીણુ જે જળમાત્ર સર્વ;

મૂળ પ્રકૃતિનો વિકાસ બધે એક સરખો નથી. તેજોરાશી વિરાટ ચક્રચક્રિત દોરડાંના વળેવળ કરોડો માઇલ ઊંચે પ્રસરેલા છે. કોઇ ઓછાં પાતળા, કોઇ વધારે પાતળાં, કોઇ ઘટ્ટ, કોઇ ઘન, એમ નાના પ્રકારનાં તારામંડળો ઘડાઇ રહ્યાં છે! હજી પણ કેટલાએ સૂર્યો ખૂબ પહોળા થઇને પ્રસરેલા છે. બીજા આપણા સૂર્યની માફક વધારે ઠર્યા છે અને એમનું વજન પાણી કરતાં પણ ભારે બન્યું છે. બીજા વળી એનાથીએ આગળ વધ્યા છે અને કલ્પી પણ ન શકાય એટલા ભારે અને ઘટ્ટ ગોળ સ્વરૂપે ભ્રમણો કરતા રહે છે. અંતરિક્ષના માર્ગમાં સૃષ્ટિ ઉત્પત્તિની એકજ ક્રિયા બની હતી તેને પરિણામે આ બધું બન્યું છે. તે ઘડીએ જે સૂર્યો ઘડાતા ગયા તે બાળમાંથી જુવાન અને જુવાનમાંથી વૃદ્ધ થયા છે અને એવા બીજા સૂર્યોના પણ જન્મ જરા ને મૃત્યુ આ ઘડી સુધી ચાલે છે.

કુદરતની રમતનો આ ઘણું કરીને પહેલો દાવ ચાલે છે, કરોડો વર્ષથી એ શરૂ થયો છે અને હજી કરોડો
કુદરતનો પહેલો દાવ વર્ષ ચાલશે. આવોને આવો બીજો અને ત્રીજો દાવ પણ ચાલે!

---

ને માત્ર 'આભુ' વળી છાદિત તુચ્છથી જે,
તે, તત્ત્વ એક પ્રકટ્યું તપના પ્રભાવે.
તેનું હતું પ્રથમ જે મન કેરું રેત,
આરંભમાં સબળ તે થયું કામ રૂપ;
તે ક્રાન્તદર્શી કવિઓ નિજ બુદ્ધિ યોગે
મધ્યે 'અસત્' તણી રહ્યું 'સત્' એમ જાણે.

"અનંત ચકચકિત ગોળ, વ્યોમમાં દીસે ઘણા,
ગ્રહો ઉપગ્રહો તણા ગણિતમાં નહિ મણા !"

મહામાયા રૂપે શક્તિએ અલૌકિક રાસ રચ્યો છે. એ રાસમાં તાલનો સુંદર મેળ છે અને નૃત્યનું માધુર્ય છે.

**શિવશક્તિનો રાસ**

પ્રકૃતિની સાથે પુરુષ ઓતપ્રોત છે. શિવ અને શક્તિ કહો, રુદ્ર અને કાળી કહો અથવા રાધા અને કૃષ્ણ કહો–એ આ અદ્‌ભુત રાસ રમી રહ્યાં છે,

અનંત શક્તિ ધારનાર, તારનાર નાથને
નમી નમી નમી હું નિત્ય વંદું વિશ્વનાથને "×

---

તે બીજનાં કિરણુ જે પથરાયલાં તે,
આડાં તળે ઉપર તે પણુ જે હતા તે;
તેમાંથી કો બીજ રૂપે થઇ કોઇ ઊગ્યાં,
શક્તિ રહી અહીં, અને પ્રભુતા ગઇ ત્યાં.
કો જાણુનાર નહિ કો સમજાવનાર,
કયાંથી જગત પ્રકટ, વિસ્તૃત કયાંથી થાય;
દેવો થયા પણુ હતા, પ્રગટ્યા પછી આ
ક્યાંથી થયું કવણુ તો પછી જાણુનારા,
આ સર્વ સૃષ્ટિ વિવિધ પ્રગટી જ જેથી,
તે ધારનાર અથવા ધરનાર નાહીં.
અધ્યક્ષ જે પરમ વ્યોમ વિષે વિરાજ્યા,
તે જાણુતા કદી હશે નવ જાણુતા વા !

× પ્રાર્થનામાળા [ કર્મયોગ શાસ્ત્રમાંથી ]

પરબ્રહ્મ એકલા હતા. એક છું તે બહુ થાઉં " એવો એમણે સંકલ્પ કર્યો અને પછી આ કોટીકોટી બ્રહ્માંડો

**ભગવાનની લીલા** રચી એના અણુએ અણુમાં બધે એજ વ્યાપી રહ્યા છે! અતર્ક્ય, અગમ્ય અને અદ્દભુત એવી આ સૃષ્ટિ ઉત્પત્તિની એમની માયા છે. કેમ બનાવી એતો આપણે જાણતા નથી પણ ભકતજનો કહે છે કે આ એમની એક રમત છે. ભગવાનની લીલા છે!

પ્રાણી વિદ્યાના વિદ્વાનો અને પૃથ્વીના પડની પરીક્ષા કરનારા ભૂગર્ભશાસ્ત્રીઓ, આપણી પૃથ્વીનું આયુષ્ય

**પૃથ્વીનું આયુષ્ય** કંઇક અબજેક વર્ષનું ગણે છે. પણ આપણી પૃથ્વી બીજા ગ્રહોની સાથે સૂર્યમાંથી નીકળેલી હોવાથી સૂર્ય, એની પહેલાં ઘણાં ઘણાં વર્ષોથી ઉત્પન્ન થયો છે! આપણા સૂર્યનું આયુષ્ય પાંચ અબજ અબજ [એટલે કેટલાએ ખર્વ અને શંકુ] વર્ષોનું છે! પણ આતો હજી એની ભરજુવાની ચાલે છે. અથવા કહો કે બાલ્યાવસ્થા ચાલે છે! હજી ઉંમરની અસર ઝાઝી નથી. હજી બીજાં પાંચસો અબજ વર્ષો એ જીવશે એમ લાગે છે. પણ તેથી શું? પછી પણ એને એક દિવસ મરવાનું તો છે જ. એ ક્ષણે પ્રલય થશે. સૃષ્ટિ રૂપી સાગરનાં મોજાં કે તરંગ તે પછી બંધ થશે. શેષશાયી નારાયણ તે પછી તો ક્ષીરસાગર સમુદ્રમાં પોઢી જશે.

ત્યારે પ્રકૃતિના દ્રવ્યનું આ ઉડાવું ખર્ચ, અત્યાર સુધી શાને માટે થઇ રહ્યું છે! વિદ્યુત અણુઓમાંથી અણુ

**મનુષ્ય જાતિ** પરમાણુ, અણું પરમાણુમાંથી ભૂતો, ભૂતોમાંથી પંચમહાભૂતો અને પંચ મહાભૂતોમાંથી વન-

સ્પતિ અને પ્રાણી સૃષ્ટિનાં સર્જન, કિયા અંતિમ છેડે પહોંચવા માટે શા હેતુથી થયાં છે? શું મનુષ્ય જાતિ ઘડવા માટે તો આ બધી ભાંજગડ નથી? લાગે છે તો એવું. આ વિરાટ બ્રહ્માંડમાં, માત્ર કોઈ કોઈ જગ્યાએ જ ફક્ત પ્રભુથી જ નાનાં, એવાં મનુષ્યો સરજાયાં છે. બીજે બધે તો ક્રૂર અગ્નિ વરસી રહ્યો છે! વીજળી દોડી રહી છે.

**આપણાં પૂર્વજો**

આપણી પૃથ્વીના કરતાં જ્યાં હવામાન. જુદી જાતનાં છે એવા બીજા ગ્રહો પર, જીવનાં સ્વરૂપો કેવાં ઘડાતાં હશે તે કહેવું મુશ્કેલ છે. આંચળવાળાં પ્રાણીઓની ઉત્પત્તિ તો પૃથ્વી પર ત્રીજો વંશ છે, પહેલાં જળચરો થયાં. પછી જળ અને સ્થળ પર ચાલી શકે એવાં પ્રાણીઓ થયાં અને છેલ્લાં વાનરો અને પછી મનુષ્યો થયાં છે. પહેલો મત્સ્યાવતાર પછી કચ્છ, પછી વરાહ [ભૂંડ જેવાં પ્રાણીઓના] પછી નૃસિંહ [અર્ધપશુ અને અર્ધ મનુષ્ય] છેલ્લા વામન અને રામ અને કૃષ્ણાવતાર થયા છે! જંગલી દશામાંથી સંસ્કૃતિના યુગ ઘડાયા અને પછી હજારો અને લાખો વર્ષોએ આપણે મનુષ્ય જીવનની મહત્તા સમજી, નરના નારાયણ થવાના આદર્શને પામ્યા છીએ.

પરંતુ આ બધું તો આપણી મૂળ કથામાં વિષયાંતર થયું. આપણા સૂર્યમંડળના બીજા ગ્રહો પર શું હશે? ત્યાં બધે મનુષ્ય જેવાં પ્રાણીઓ વસતાં હશે? કંઇ ચિન્હ તો જણાતાં નથી. બીજા દૂરના ગ્રહો પર તો કંઇ મનુષ્યો હોય એમ લાગતું નથી અથવા ચેતન સૃષ્ટિને જે રૂપે આપણે જાણીએ છીએ તેવી સૃષ્ટિ બીજે કંઈ હોય એમ માની શકાતું નથી.

માત્ર શુક્ર અને મંગળની તપાસ કરીએ. શુક્રમાં આપણા જેવા જીવો હોઈ શકે. એનું કદ પણ લગભગ પૃથ્વીના જેવડું છે. આપણા કરતાં એ સૂર્યની પાસે છે પણ તેમ છતાં ત્યાં આપણા કરતાં કંઈ ઝાઝો ફેર નથી. એનું વાતાવરણ પણ જોઇએ એવું ઘટ્ટ અને સંતોષકારક છે. માત્ર પ્રાણવાયુ [ ઓકસીજન ] ત્યાં ઝાઝો હોય એમ લાગતું નથી. તેમ છતાં થોડા પ્રાણવાયુથી પણ માણસો ચલાવી શકે. એ તો ટેવ ઉપર છે. અને માણસોની વાતાવરણ સામે થવાની શક્તિ તો અજબ છે! ફક્ત ખગોળશાસ્ત્રીઓએ પોતાનો ધંધો ત્યાં બદલવો પડે. કારણ કે ત્યાં આકાશ સદાકાળ ઘેરાયલું રહે છે. બધે વાદળાં ને ધુમ્મસ રોજ હોવાનાં.

**શુક્ર અને મંગળપર**

વિદ્વાનોનું ધારવું છે કે આપણો ચંદ્ર, પૃથ્વીના પેટમાંથી એક લોચો ઉછળીને ઊડયો તેનો બનેલો છે, સૂર્યોમાંથી જેમ પૃથ્વી અને બીજા ગ્રહો છૂટા પડયા તેમજ ગ્રહોમાંથી ચંદ્ર જેવા ઉપગ્રહો ઉત્પન્ન થયા છે. સૂર્ય વેગથી ફરતો હતો એમાંથી છૂટાં પડેલાં પૃથ્વી અને બીજા ગ્રહો પણ તે જ સૂર્યની આસપાસ છૂટાં પડયાં ત્યારથી એવાજ વેગથી અને પોતપોતાની પણ આસપાસ ચક્કર ચક્કર એમ બેવડી ગતિથી ફર્યા કરે છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. અને પૃથ્વી સૂર્યની આસપાસ ગુરુત્વાકર્ષણના જોરથી આમ બને છે. જે લોચો પૃથ્વીના શરીરમાંથી વછુટયો તે હાલ પાસિફિક મહાસાગર છે તે જગાએથી વછુટયો હશે એમ લાગે છે. ત્યાં ચંદ્રના જેવડો જ મોટો ખાડો થયો. એ સારું થયું. પૃથ્વી ઉપરનાં વધારાનાં પાણી ત્યાં વહી ગયાં. ત્યાં જગા ન થઇ હોત તો આપણી હાલની યુરોપ અને એશિયા–અમેરિકા અને આફ્રિકા ખંડોવાળી જગા ઉપર સમુદ્ર ફરી વળ્યો હોત. જે ગ્રહને ચંદ્ર જેવા ઉપગ્રહો હોય તેજ ગ્રહ ઉપર સૂકી ભૂમિ હોઈ શકે. પણ શુક્રને ચંદ્ર

**આપણો ચંદ્ર**

નથી એટલે ત્યાંની તમામ ભૂમિ પર પાણી ફરી વળેલાં હોય તો શી નવાઇ? એ પાણીની તળે, મગરમચ્છોનું રાજ્ય ચાલતું હોય! ત્યાં મચ્છાવતારનો યુગ હોય; ચંદ્રના છૂટા પડવા રૂપી આપણી પૃથ્વીપર એક અકસ્માત થયો હતો. એમાંથી આપણી ઉત્પત્તિ અને વિકાસ બની શક્યાં,

બ્રહ્માની કોઈ ફૂંક ફૂંકાઇ હતી! અને એમાંથી આપણા દેહ અને પ્રાણ રચાયા!

આપણો સૂર્ય એક સાધારણ તારો છે. અને આપણી પૃથ્વી એક સાધારણ ગ્રહ છે. પરંતુ ચંદ્ર, એ કંઈ સાધારણ ઉપગ્રહ નથી. જે ગ્રહની એટલે પૃથ્વીની એ સેવા કરે છે તેના પ્રમાણમાં એનું કદ જેવડું મોટું છે એવડા કદનો કોઇ ઉપગ્રહ બીજી પૃથ્વીઓને મળ્યો નથી. ચંદ્રનું કદ પૃથ્વીથી એંશીમા ભાગનું છે. આપણા ચંદ્રથી બીજે નંબરે [ સેટર્નનો ] શનિનો 'ટાઈટન' નામનો ચંદ્ર આવે; પણ એનું કદ શનિના કરતાં ચાર હજારમા ભાગનું છે.

આથી બીજી કોઈ પૃથ્વી પર મનુષ્યો હોય અને એ મને મળે તો બીજી બાબતોમાં ભલે એ રોફ મારી જાય અને પોતાની બડાઇઓ હાંકે, પણ એમને હું એટલું તો પૂછું જ કે "ભાઈ! તમારે અમારો જેવો ચંદ્ર છે?" એનો જવાબ એ ન જ આપી શકે. અને એમ કહીને હું એમની આગળ ગૌરવ ધારણ કરીને એમને જરૂર હલકા પાડયા વગર રહું નહિ.

**મંગળ**

હવે મંગળની વાત કરીએ. એની ભૂમિનું પડ નક્કર છે. એ અહીંથી દૂરબીન વડે જોઇ શકાય છે અને એનું અવલોકન કરી શકાય છે. પણ એનું કદ નાનું છે. અને તેથી એના સંજોગો આપણી પૃથ્વીના કરતાં ઘણા જ જુદી જાતના છે. બે જરૂરની વસ્તુ-

ઓ તેમ છતાં ત્યાં છે. તે પાણી અને હવાઃ પણ બંને આપણા કરતાં બહુ ઓછાં છે. વાતાવરણ આપણા કરતાં પાતળુ છે. પણ એટલાથી નભે. પ્રાણવાયુ પણ ત્યાં છે. ત્યાં મહાસાગર કે સમુદ્રો નથી. સપાટી ઉપર નહેરો જેવું જે દેખાતું એમ પહેલાં કહેવાતુ; તે તો હવે ખોટું પડયું છે. એતો લાલ રંગનું જંગલ અને કાળા રંગની ભૂમિનાં ચિહ્નો છે. ત્યાંની ભૂમિ ફળદ્રુપ છે. ઉત્તરધ્રુવ પર પહાડ અને પહાડ પર બરફનાં શિખર છે. પણ એ બરફ બહુ થોડો છે. ઉનાળામાં બધો જ ઓગળી જાય છે. વારંવાર વાદળાં થાય છે. પણ નિર્મળ ને સૂકી હવા પ્રમાણમાં વધારે રહે છે. રાત્રિ અને દિવસની વચ્ચે ગરમીની વધઘટનું પ્રમાણ ઘણું વધારે રહે છે અને જુદા જુદા પ્રદેશોની વચ્ચે પણ ટાઢ અને તાપનું પ્રમાણ આપણી પૃથ્વીના કરતાં ઘણું જાસ્તી છે. એકંદરે ત્યાં અહીંના કરતાં ટાઢ વધારે પડે છે. ભૂમધ્ય રેખામાં પણ સાંજના બરફ પડે એવી ટાઢ થઈ જાય છે. આ બધું જોતાં ત્યાં મનુષ્યો જીવી શકે કે નહિ તે બરાબર કળી શકાતું નથી. થોડો વરસાદ ત્યાં પડે છે, અને વનસ્પતિ તો ત્યાં પણ આપણા જેવી જ ઉગતી હશે એમ લાગે છે.

આમ છતાં મંગળનો ગ્રહ આપણી પૃથ્વી કરતાં ઉંમરે મોટો છે. એની જુવાની પૂરી થઈ ગઇ છે અને તેથી પણ એની ઉપરની પ્રાણી સૃષ્ટિ આપણા જેવી હોય એમ લાગતું નથી. મંગળ ઉપર મનુષ્યો હોય એ કલ્પનાને આમ જોઇએ એટલો આધાર નથી મળતો.

**મનુષ્યો બીજે નથી ?**

આ રીતે આપણા સૂર્યની આસપાસ ફરનારા આપણી પૃથ્વીના જેવા ગ્રહો પર મનુષ્યો ઘણું કરીને નથી એમ જ્યારે લાગે છે ત્યારે બીજા કરોડો સૂર્યોના ગ્રહોની તપાસ કરવાની રહી. ત્યાં કોઈ સ્થળે આપણા જેવાં મનુષ્ય પ્રાણીઓ નહિ જ રહેતાં હોય એમ માનવમાં કંઇ નાસ્તિકના અને ધૃષ્ટતા જેવું લાગે પરંતુ

ખરી વાત એ લાગે છે કે, ઘણાખરા સૂર્યો બબ્બે તારાનાં જોડકાં છે અને જ્યાં બબ્બે સૂર્યો હોય ત્યાં ગ્રહો બનતા નથી.

**ગ્રહો અને પૃથ્વી કેમ બન્યાં?**

સર જેમ્સ જીન્સનું એમ માનવું છે કે આપણા સૂર્યની નજદીકમાં થઇને કોઇ એક સમાને વિષે કોઈ બીજો સૂર્ય પસાર થયેલો. એના ખેંચાણમાંથી આપણા સૂર્યના દેહમાંથી મોટી બે છેડે બે અણીઓ ને વચમાં જાડુ એવી સાહેબ લોકોની ચિરૂટ [બીડી]ના ઘાટની અબજો માઇલ લાંબી ને કરોડો માઇલ પહોળી એવી એક અણી નીકળી હતી, એ અણી સૂર્યની આસપાસ વેગથી ફરતી હતી. પેલો બીજો સૂર્ય પસાર થઇ ગયા બાદ આપણા સૂર્યમાંથી એ અણી કકડે કકડે છૂટી પડતી ગઇ અને એમાંથી આપણી પૃથ્વી ને બીજા સાત ગ્રહો ઉત્પન્ન થયા છે. સૂર્યની પાસેથી ગણતાં એમનાં નામ નીચે પ્રમાણે છેઃ–[ મરક્યુરી ] બુધ [વિનસ] શુક્ર, પૃથ્વી, મંગળ પછી અનેક ગ્રહોની ઝીણી ઝીણી તારિકાઓનું જુમખું. [ જ્યુપીટર ] ગુરુ [ સેટર્ન ] શનિ, [યુરેનસ] અને નેપચ્યૂન.

**દૈવયોગ**

પરંતુ ઉપર કહ્યો તેવો યોગ બધે બનતો નથી. જોડિયા સૂર્ય સિવાયના એકલા સૂર્યમાં પણ નજદીકમાં થઇને જેમ પેલો બીજો સૂર્ય પસાર થયો અને એના ખેંચાણથી આપણા સૂર્યના દેહની અણી નીકળી, અને પછી એ અણીના કકડાના ગ્રહો થયા તેમ થવું એ ભાગ્યેજ બને. અસંખ્ય સૂર્ય મંડળોમાં આવી ગ્રહોની ઉત્પત્તિ તો જુજ સ્થળે જ સંભવે છે. બે સરખા એક બીજાની આસપાસ ફરનારા સૂર્યો ઘણે સ્થળે બને છે. ગ્રહોનું બનવું એ તો અસાધારણ યોગ ગણાય. કુદરતનીએ કોઈ મસ્તી ગણો, ધૂન ગણો, અડપલું ગણો કે લીલા ગણો પણ આવી લીલા બધે નથી થતી.

ઘણું કરીને એક અબજ વર્ષ પર આપણા સૂર્યપર એવું બન્યું હતું. આખી સૃષ્ટિમાં, ગણત્રી સ્થળે કોઇક વાર આવું બને એમ લાગે છે. દૈવયોગે કોઇ વિરલ સંજોગોમાં આપણને જન્મ આપનારીને ઉછેરનારી, આપણી ભૂમિ માતા, હાલમાં આ સાગરોથી વિંટાયલી પૃથ્વી, શરૂઆતમાં તો આમ અવતરી હતી.

**માનવ પાક અદ્‌ભુત છે.**

આ વિચારોથી "આખા વિશ્વમાં આપણું સ્થાન કયું ?" એ વિષે પાછો ખૂબ ઉત્સાહ આવવા માંડયો છે. પૃથ્વીનું કદ, સૃષ્ટિના પ્રમાણમાં, રાઇના દાણાથી પણ નાનું લાગતું હતું એ વાત ખરી પરંતુ કદ કરતાં ગુણનો વિચાર કરીએ તો તો આખા બ્રહ્માંડમાં પૃથ્વી એ કોઈ ચીજ છે. એ ક્ષુદ્ર કે નજીવી ચીજ નથી લાગતી અને મનુષ્ય જાતિ જેવો અદ્‌ભુત ચમત્કારિક પાક પણ આખા વિશ્વમાં કોઇક જ સ્થળે થતો હશે એમ લાગે છે!

**કુદરત તો તોફાની બાળા છે.**

કુદરત તો ઉડાઉ છે. વડ ઉપર કેટલા બધા ટેટા થાય છે? પરંતુ એટલા બધા ટેટામાંનો એકાદજ દાણો ઉગીને બીજો વડ બને છે. બાકીના બધા ટેટા અને એની અંદરના અસંખ્ય દાણા ગમે ત્યાં ફેંકાઇ જાય છે!

આમ હોવાથી, સૂર્યોના દડા જોડે રમનારી એ તોફાની બાળા [ કુદરત ] ટેટાના દાણા કરતાં સૂર્યોને શા માટે કિંમતી ગણે! જેમ વડના ટેટા જોડે એ રમે છે તેમજ સૂર્યો સાથે પણ એ કેમ ન રમે?

આ રમત રમવામાં, એનો હેતુ મનુષ્ય જેવી કોઇ અજાયબ જાતિ માટે, પૃથ્વી જેવું કોઇ સુંદર ઘર તૈયાર કરવાનો કેમ ન હોય? અને આના કરતાં વધારે ભવ્ય, એવો બીજો હેતુ પણ શો હોઇ શકે? મનુષ્યોમાં પુરુષો અને સ્ત્રીઓને વિષે, ભગવાન પોતે મંદિરો કરી કરીને બેઠા છે એવા બીજે કયાં બેઠા છે?

મનુષ્ય જીવનમાં જેવો ચેતનનો પ્રવાહ વહી રહ્યો છે એવો સૃષ્ટિમાં બીજે ક્યાં છે? મનુષ્ય નાનો ભલે રહ્યો. પણ બધાં વિશ્વો અને બ્રહ્માંડનું જ્ઞાન એના નાળિયેર જેવડા મગજને પ્રતાપે એ ધારણ કરી શકે છે! સૃષ્ટિની શોભા અને પૃથ્વીના સૌન્દર્યનું એ પાન કરે છે! કીડીથી કુંજર સરખાં પ્રાણી માત્રને એ સહોદર ભાવથી જુવે છે. સત્યનો અધિકારી છે. અને પ્રેમ, એના જીવનનું ધ્યેય છે. સત્ય, સૌન્દર્ય અને પ્રેમનો અનુભવ કરી "હું પંચમહાભૂતોનું પૂતળું નથી પણ શુદ્ધ બ્રહ્મ છું" એવા ઉદ્‌ગાર આ બંત્રામાંથી એજ કરી શકે છે!

**મનુષ્યનું ચમત્કારિક મગજ**

આ વિશ્વમાં ભૂતકાળમાં ગમે તે બન્યું હોય; ભવિષ્યમાં ગમે તેમ થાવ. વર્તમાન યુગમાં તો સ્વર્ગ, મૃત્યુ અને પાતાળને વિષે—સૂર્ય મંડળો કે નીહારિકાઓમાં, નક્ષત્રો કે ચંદ્ર લોકમાં, કોઇ સ્થળે, મનુષ્ય જાતિ જેવાં પ્રાણી રહેતાં નથી.

**પૃથ્વી ક્ષુદ્ર નથી અને મનુષ્ય અલ્પ નથી**

આપણા સૂર્ય મંડળમાં આવેલી એક નાની સરખી પૃથ્વી ઉપર મનુષ્ય જીવન ઘડાયું હતું અને હજી ઘડાઈ રહ્યું છે! એવો દેખાવ તો બીજે ક્યાંયે, પેલા લાલ રંગના કે ભુરા રંગના, રૂપેરી કે નારંગી રંગના તારાઓએ કદી જોયો નથી! પૃથ્વી નાની ભલે રહી. ગુણમાં તો એના જેવું રહસ્યવાળું બીજું કોઇ સ્થળ જણાતું નથી. અને મનુષ્ય જેવી ઉમદા પેદાશ પણ બીજે કંઈ હોય એમ લાગતું નથી! પૃથ્વી ક્ષુદ્ર પણ નથી અને મનુષ્ય અલ્પ પણ નથી!

# સૌન્દર્ય પ્રાપ્તિ

આધુનિક તત્ત્વજ્ઞાન, જેટલું આપણી સમજમાં આવે, જે આપણી બુદ્ધિ તારવી શકે અને જેટલું આપણને આપણા પોતાના અનુભવથી ખરું લાગે, તેટલું જ માનવું, એવા સિદ્ધાંતથી આગળ વધે છે. આને પરિણામે અત્યારે એટલું સિદ્ધ થયું છે કે જગત અને આત્મા વિષે આપણે પોતે આપણી દૃષ્ટિથી એમને જેવા ઘાટ આપ્યા હોય અને વિચાર પરંપરાથી કે અનુભવથી આપણું જગત આપણે સર્જ્યું હોય અને આત્મા જેટલો અનુભવ્યો હોય એટલું તો બરાબર જાણી શકીયે અને સમજી શકીએ છીએ.

પોતાનાં જ કર્મથી આપણને જે પાકો અનુભવ થયો હોય, તે આપણે માટે સત્યનું સ્વરૂપ; એ સત્ય આપણે પોતે ફરી ઘડ્યું એમ માનો તો પણ ચાલે : અસલ સત્ય, ગમે તેવું હશે પણ આપણને, પોતાને જે માટે પૂરી ખાત્રી છે તે આપણા સત્યની; આજ સત્ય આપણને દોરનાર છે અને એના જ આધાર ઉપર આપણી સ્વતંત્રતા નભે છે. દરેક જણ પાસે પોતપોતાનું તત્ત્વજ્ઞાન હોય છે અને એના પોતાના ગજથી દરેક જણ સંસારની અને જીવનની કિંમત આંકે છે.

મનુષ્યનાં કર્મ ખરાં હોય, એટલે એનાં કર્મ ફળ અને પરિણામથી જ સંસાર રચાયો છે, એ વાત જો સાચી હોય તો મનુષ્ય વ્યક્તિઓની પણ કિંમત છે. ઇતિહાસ પણ મનુષ્યનાં જ કર્મોનાં ફળ રૂપે હતો અને ભવિષ્ય પણ માણસો જેવાં કર્મ કરશે એવું થવાનું છે.

કુદરત અને સંજોગો પર સ્વતંત્રતા પ્રાપ્ત કરીને, જે મનુષ્યોએ દૈવિ ગુણો ખીલવ્યા છે અને એનો લાભ સંસારને આપ્યો છે તેમણે નવી સૃષ્ટિ રચી છે. કુદરતની સૃષ્ટિ જુદી હતી અને માણસોએ એને પોતાના પુરુષાર્થ વડે જુદી જ જાતની બનાવી દીધી છે. સૃષ્ટિ, આ ઉપરથી સિદ્ધ થશે કે પહેલેથી નિર્માણ કરેલે માર્ગે નથી રચાતી પણ નવી નવી રીતે જ રચાય છે. એમાં કિસ્મત કે નસીબ જેવું કંઇ નથી. પુરુષાર્થ છે.

પણ કોઇ કહેશે કે આતો તમે સાપેક્ષ સત્યની વાત કરો છો અને ખરું સત્ય તો નિરપેક્ષ છે. વળી ઉપર મુજબના સિદ્ધાંતથી ધર્મનું તત્ત્વ ને ઇશ્વરનું રહસ્યમય અસ્તિત્ત્વ પણ તમે ધ્યાનમાં લેતા નથી. મારું કહેવું એમ છે, કે જરાક વધારે વિચાર કરવાથી આ બંને વાંધા મારી વાતમાં રહેતા જ નથી. ઉડી જાય છે. ધર્મનું તત્ત્વ અને રહસ્યમય ઈશ્વર એ જૂનાં નામો છે. મારા સિદ્ધાંતમાં ધર્મ અને ઈશ્વર બંને આવી તો જાય છે પણ એમનાં રૂપ બદલાઇ મનુષ્યોનાં કર્મોમાં એમને ગોઠવાયલાં જોવાં પડે છે એટલું જ; ધર્મ પણ મનુષ્યોમાં ખીલે તે, અને રહસ્યમય ઈશ્વરની લીલા, પણ તમારે મારા સિદ્ધાંત મુજબ મનુષ્યોનાં અલૌકિક કર્મોમાં જોવી પડશે.

પહેલાના વખતમાં. સત્યનું કે [ ભગવાનનું ] સ્વરૂપ માત્ર મનોમય કે ભાવ વાચક રહેતું હતું તે નવા તત્ત્વજ્ઞાનીઓ જીવનમાં વણી નાખવા સૂચવે છે; એટલે મનુષ્યોને નવા તત્ત્વજ્ઞાનીઓની આજ્ઞા છે કે તમે તમારાં જીવન જ એવાં બનાવો કે જે જોવાથી ધર્મ કેવો અને ઇશ્વર કેવો તે તમારાં જીવન જોનારને પ્રત્યક્ષ થાય.

ચેતન અલૌકિક છે. એનું આપણને સૌને ભાન થાય છે તે પણ અજબ વાત છે. સંસાર જે નીતિના નિયમ અનુસાર ચાલી

રહ્યો છે તેનો વિચાર કરતાં પણ આશ્ચર્ય ચકિત થઈ જવાય છે! એક જમાનો પાછલા જમાનાઓ પાસે કેટલું બધું શીખે છે અને પોતાનો અનુભવ, એ હવે પછીના જમાનાને પેઢી દર પેઢી ફેવો આપતો જાય છે! ચેતન, પ્રેમ અને ભૂત વર્તમાન તથા ભવિષ્યનો સતત સંબંધ, એ ત્રણ ચીજો બહુજ રહસ્યમય લાગે છે! પૂર્વ કાળના સંત મહંતના અનુભવ આપણે સમજી, પોતાના કોઠામાં ઉતારીને આગળ વધીએ છીએ. એમાં આપણું જ્ઞાન અને અનુભવ ઉમેરીએ છીએ અને નવા આત્મબળથી પ્રેરાઇ એક એવું શાસ્ત્ર હાથ કરીએ છીએ કે જે દિનપ્રતિદિન ખીલતું જ જાય છે. સત્ય કે આત્મસ્વરૂપ, પ્રથમથી નક્કી કરાયલા ઘાટ પ્રમાણે આમાં નથી હોતાં પણ નિત્યજીવનથી એનું સ્વરૂપ આપણે નવી જ રીતે ઘડયા કરીએ છીએ.

કેવળ તર્ક વિતર્કથી કે ભાવનાથી આપણને અનુભવજ્ઞાન નથી મળતું પરંતુ સત્યનું અનુભવજ્ઞાન કર્મથી અને પ્રવૃત્તિ માર્ગમાં પડવાથી જ મળે છે.

શ્રવણ, મનન અને આપણા અનુભવો, એ ત્રણેના, એકીકરણ કરતા કરતા આપણે પોતાની પ્રવૃત્તિઓના ઘાટ ઘડીએ છીએ. અને સાચું અર્થવાળું જીવન જેને કહી શકાય તે તો એ રીતે જ બને. જીવનને ફળદાયક કે કલ્યાણકારી કરવું હોય તો હંમેશના નિવૃત્તિ માર્ગથી કે કાલ્પનિક વિચાર પરંપરામાં પડયા રહેવાથી કંઇ જ થઇ શકે એમ નથી,

સંસારમાં પોતાનું સ્થાન આપણે જાતે પસંદ કરવાનું છે. વિચારો પણ આપણા જ અને નિશ્ચયો પણ આપણા હશે તો જ કામ લાગવાના છે. બીજાનું જોઈએ, સાંભળીએ, પણ આપણા વ્યક્તિત્વને પોષી એ જોયેલું અને સાંભળેલું જ્યાં સુધી નવું જ આપણું ખાસ રૂપ ન પકડે ત્યાં સુધી પારકું અને ન પચેલું રહે છે. સ્વાશ્રય અને બહાદુરીથી પોતાના સ્વભાવધર્મ પ્રમાણે આપણે પોતાનું યોગ્યસ્થાન પ્રાપ્ત કરવું જોઇએ. કર્ત્તવ્ય કર્મ યથાસ્થિત બજાવવાં જોઇએ. જ્ઞાન અને અનુભવના સમન્વય કરીને અને કર્મ માર્ગ નક્કી કરીને આપણાં જીવન નિર્ગમન કરવાં જોઈએ. એમ ન કરીએ તો જીવનમાં કંઈ સાર નથી.

સમજપૂર્વક, જીવનગતિનો નિર્ણય કરનાર, પ્રકાશને સાથે રાખીને ચાલે છે. એ માર્ગ સહેલો નથી. કઠણ છે. પરંતુ એનો મુખ્ય લાભ એ છે કે આદર્શો ને જીવનમાં ઉતારી શકાય છે. ભાવના જીવન સર્વસ્વ બને છે. એ માર્ગ ખાત્રીનો છે એમાં શંકા કુશંકાઓ ઉત્પન્ન થાય એવું કંઇ છે જ નહિ એમાં સ્વતંત્રતા છે જૂની ધર્મઆજ્ઞાઓ કે સ્મૃતિ વચનો નડી શકે એમ નથી. કારણ આ માર્ગ આપણે પોતે નક્કી કરેલો છે. સત્ય એમાં દિવા જેવું સામે દેખાય છે કામકામને શીખવે છે અને જીવનમાં રસ પડે છે.

સંસારનો વિકટ પ્રશ્ન–સૃષ્ટિ રચનાનો હેતુ, આ માર્ગે, આપો આપ સ્પષ્ટ થતો જાય છે. સંસારની જંજાળ આપણે હાથે સરળ રીતે ઉકલની જાય છે. આમાં ભજન કિર્તનોનાં મીઠાં ગીતોની લહેજતમાં આપણે ઊંઘી શકીએ એમ નથી. પૂજાઅર્ચા જેવું તો આખું જીવન બની જાય છે અને કર્મની આખી પ્રવૃત્તિ, કવિતા જેવી મીઠી થઇ જાય છે !

આ માર્ગે, રૂઢિયોના અણઘડ ઉછાળા આપણને સતાવી શકતા નથી કે અસ્પષ્ટ આંતરિક ધક્કાઓ આપણા માર્ગમાંથી આપણને ખસેડી શકતા નથી. અહીં તો જીવનનું સૌન્દર્ય આપણને પ્રેરક બને છે. આ માર્ગે પોતાનું જીવન, સતત સાવધાનીથી અને પ્રયત્નો વડે એવું ચોખ્ખું, અને સુંદર કરવાનું હોય છે કે ચારિત્ર્યનું સૌન્દર્ય જ આપણને શું કરવું અને શું ન કરવું એની પ્રેરણા આપે જાય છે. રખેને આ મારા આંતર સૌન્દર્યને ડાઘ લાગે, એવી આમાં, ચિંતા રહે છે એટલું જ નહિ પણ એ સૌન્દર્ય સોળે કળાનું કેમ થાય એને માટે મમત્વ અને આગ્રહ બંધાય છે.

સંસારના સુખદુઃખ, સંજોગ વિજોગ અને આશા નિરાશાઓ છતાં, આ નિષ્કામ કર્મને માર્ગે જેણે જવાનું નક્કી કર્યું છે, તે કોઇ પણ પ્રકારનાં જોખમ લેતાં કે સ્વાર્થ ત્યાગ કરતાં ડરતો નથી. એને તો પોતાનાં કર્ત્તવ્ય માર્ગે જ ➜ કલ્યાણ એ સાધી રહ્યો છે તેની પૂરેપુરી ખાત્રી છે એટલે સ્થિતપ્રજ્ઞની માફક એ નિશ્ચયપૂર્વક આગળને આગળ વધ્યે જાય છે.

સારાસાર વિવેક બુદ્ધિથી, આ કર્મ માર્ગે જનારે, સ્વપ્રયાસથી આત્મજ્ઞાન મેળવ્યું છે. પોતાની પરીક્ષા એણે પોતે કરેલી હોવાથી

એ પોતાની જાતનો સ્વામી બને છે, સંજોગો ઉપર કાબૂ મેળવે છે. પૂરેપુરો એ સ્વતંત્ર થાય છે અને દૈવી સંપત્તિ પ્રાપ્ત કરે છે. દેશકાળથી એ પર થઇ શકે છે અને કોઇ કારણ વગર કે સ્વાર્થ વગર કર્ત્તવ્ય કરવાની ખાતર એ કર્ત્તવ્ય કર્યે જાય છે.

આટલું જ નથી પણ જ્યારે કટોકટીના સંજોગોમાં, બીજા નાઇલાજ અને લાચાર થઇ પડે છે ત્યારે અને આદર્શ જીવનને ટકાવી રાખવા જ્યારે, અતિશય ધીરજની જરૂર પડે છે, તેવે વખતે આ વીર આત્મા, અખૂટ બળ દર્શાવી શકે છે. એની શક્તિઓ, અમર્યાદિત બને છે. દુઃખમાં જ એની ખરી કસોટી થાય છે. એવે વખતે પૂર્ણ ધૈર્યમાં રહી, શાંતિ દર્શાવતો, એ દેવતાઇ અને ભવ્ય લાગે છે ! વિપત્તિઓની ઝડીઓ વચ્ચે એ હસે છે. પોતાની ખરી કિંમત વધારવા આ દુઃખ આવ્યું છે એમ માનતો છતાં, એવા મુશ્કેલીઓના સંજોગોમાં એ વધારે ને વધારે દિવ્ય બને છે !

આપણામાં જ્ઞાનરૂપી પ્રકાશ છે એ પ્રકાશ વડે નવા પ્રકાશ અને નવાં અંધારાને પણ આપણે શોધી શકીએ છીએ.

મનુષ્ય જ્ઞાનના ઇતિહાસ ઉપરથી સાર એ નીકળે છે કે આપણને હવે કોઇ ઇશ્વરનું વર્ણન કરવાનું કહે, કે સૃષ્ટિ રચનાનો હેતુ શો છે એમ કોઇ પૂછે અથવા જગતનું ભાવિ શું હશે એવા સવાલ કરે તો આપણે એ સવાલોથી આપણું પોતાનુ અપમાન થાય છે એમ જ માનીએ. કારણ એ છે બ્રહ્મ વિષે કે જગત વિષે આપણને જે આધ્યાત્મિક અનુભવ થયો હોય છે તે તો એટલો બધો રહસ્યપૂર્ણ હોય છે કે એના દબદબાથી જ આપણે ચૂપ રેહેવામાં ડહાપણ માનીએ છીએ. ત્યાં ઉપરના સવાલો પૂછવાની શી જરૂર ? ભગવાન બુધ્ધે પણ એ સવાલોના જવાબ આપવાની ના પાડી હતી. જે જણાતું નથી અથવા પૂરું જાણી શકાય એવું નથી તેને વિષે વલખાં શા માટે મારવાં ? એના ઉકેલ વગર શું આપણું આધ્યાત્મિક જીવન અટકી રહ્યું છે ? ગતિ અને પ્રવૃત્તિ ચોગરદમ વ્યાપેલી છે ! એનાં બધાં રૂપો હું સ્પષ્ટપણે સમજી પણ શકતો નથી. એ રૂપો અને પ્રતિરૂપોમાં હું મને પોતાને જ સમજી શકું તો બસ છે. વળી મારા જીવનનો કોઇ એકાદ અર્થ કે હેતુ સમજી મૂકું તો તે પણ બરાબર નથી. એક સમજું

તો બીજાની શકયતા જતી રહે છે ! અને એક બે જ હેતુ કે અર્થ હોય તો એટલાથી જાણે ગરીબ થઈ જઉં છું.

ત્યારે સો વાતની એક વાત એટલી જ છે કે મારાં કર્મ માત્રને હું કવિત્વમય કરી શકું તો કેવું સારું ? સંસારમાં જે સ્થિતિમાં હું મૂકાયો છું તે કબૂલ કરીને હાથ પગ જોડીને બેસી રહેવું તે પણ યોગ્ય નથી. તેમ પહેલાંના વિદ્વાનો સત્ય કે પરબ્રહ્મ ને કોઇ દૂરની સૃષ્ટિમાં આઘે મૂકી રાખતા એ પણ હું કરી શકું એમ નથી.

મારાથી તો માત્ર એક જ થઈ શકે. સત્યનું કે જગતનું ખરું સ્વરૂપ શોધવું અને કર્મનાં જોખમ વ્હોરીને શોધવું. હવે કર્મ કેવાં કરવાં અને કેવાં ન કરવાં એ નક્કી કરવાનું રહ્યું. એ સંબંધમાં બહુ વિચારને અંતે, એક માર્ગ નક્કી થઇ શકે છે અને એમાં આધુનિક આપણા સમકાલિન વિદ્વાનો બધા એક મત છે કે કર્મ માત્રને રસ દૃષ્ટિથી તપાસવાં. આપણામાં સૌંદર્ય ગ્રાહક શક્તિ છે તેની મદદથી દરેકે દરેક કર્મ તપાસવું. જે અસુંદર છે, તેનો ત્યાગ કરવો અને સુંદર લાગે એટલું કરવું.

વિચાર અને ઇચ્છાઓ પોત પોતાને પરિપૂર્ણ માને છે. " ગદ્ધા, ગદ્ધા કે મન મસ્તાન " એવું સૌ કોઇને વિષે છે. પોતાના સિવાય બીજા કોઇને આપણે માનતાં નથી. આથી રસ્તો એક જ રહ્યો કે આપણા વિચારો અને ઇચ્છાઓ શુદ્ધ અને વિશાળ કરવાં. એ વિચારો અને ઇચ્છાઓનાં ઊંડા રહસ્યો શોધવાં: એમાંથી સુંદર શું અને અસુંદર શું એ સમજાશે.

આત્મા કોને કહેવો અને અનાત્મા કોને કહેવો એ મુશ્કેલ છે. બ્રહ્મ શું અને શું નથી એ નક્કી કરવું એ અશકય છે.

આપણા આત્માએ, પોતે જ પોતાનું સ્વરૂપ નક્કી કરવું જોઇએ. આ, મર્યાદિત જગતમાં એણે પોતાનું મર્યાદિત રૂપ સમજવાનું છે. બીજો ઉપાય નથી. અને આટલી સમજણ મેળવવી, આત્માને પિછાનવો એ સુંદર કામ છે.

" હું તો ઘરનો ધંધો ભૂલીરે, શ્રીમુખ, સન્મુખ જોવાને ! "

ગોપીને, એ દર્શનમાં, જેવો રસ પડતો હતો એવો જ રસ આપણને " સુન્દર મુખ " સન્મુખ કરવામાં પડવો જોઇએ.

કર્મ અનંત છે, ડગલે ડગલે કંઈક કંઇક સમજતાં આપણે આગળ વધી શકીએ છીએ. જીવનનુ રહસ્ય અને આત્મા, કર્મ કરતાં કરતાં

જ આપણને મળે છે. પહેલી, કોઇ હિસાબના જવાબની જેમ, થોડીક રકમો મળે છે, પછી વળી થોડા આંકડા ફેરવવા પડે છે, પહેલાંનો અનુભવ વિશાળ થતો જાય છે અને એજ પાયા પર બીજો અને ત્રીજો એમ અનુભવોની પરંપરા રચાય છે.

આપણું વ્યક્તિત્ત્વ આજ જીવનમાં, જાણે નવાનવા અવતારો લઇ બદલાતું જાય છે અને એ રીતે આપણે આપણા આત્માની અનંતતા સિદ્ધ કરીએ છીએ. આપણા પોતાના અસ્તિત્ત્વની તો આપણને ખાત્રી છે. આત્માની થોડી વત્તિ પિછાન તો જાણે આપણને પહેલેથી ઠેઠ સુધી વધતી ને વધતી જાય છે. પરંતુ એટલાથી આપણને સંતોષ થતો નથી. આપણી મહત્ત્વાકાંક્ષા, આત્માનો, ઉત્તરોત્તર વિકાસ કરી, એને આધ્યાત્મિક ધનવૈભવથી વિપુલ બનાવ્યા કરવાની છે. આત્મવિકાસમાં આપણે કદાપિ તૃપ્ત ન થવું જોઇએ.

દૃષ્ટિ મર્યાદા—કે ક્ષિતિજની માફક—વ્યક્તિની મર્યાદા પણ વધ્યાજ કરે છે. સાપેક્ષ સત્યનાજ આપણે અધિકારી છીએ. એથી તો ઊલટું એમજ સિદ્ધ થાય છે કે સત્યનું અન્વેષણ આપણે કર્મ માર્ગથી જ કરી શકીશું. માટે નિષ્કામ બુદ્ધિથી સુંદર કર્મો કરવાં.

ઇચ્છાઓ માત્ર, આધ્યાત્મિક ઉન્નતિની જ કરવી જોઇએ અને સ્વરાજ્ય યાને સ્વતંત્રતા પણ આત્મોન્નતિના માર્ગમાં, આવશ્યક છે. ઇચ્છાઓનું જોર પણ, શુભેચ્છાઓ કર્યા કરવાથી વધે છે.

ઇચ્છાશકિતનું પણ પરમ શુદ્ધ સ્વરૂપ છે. એ આત્માને સક્રિય કરી, આનંદનો ઉપભોગ લેતો કરે છે.

મનુષ્ય વ્યકિતઓનું અંતિમ નિર્માણ, સૌન્દર્ય પ્રાપ્તિ છે અને સૃષ્ટિ રચનાનો હેતુ પણ એજ હોવો જોઇએ. સૌન્દર્ય પ્રાપ્તિ માટેની જ જાણે આ બધી લીલા ન હોય ?

સચોટ આત્મભાન પણ આપણને ઉપરની વાતની પ્રતિતિ કરાવે છે, મનુષ્ય જીવન, "હાસ્યરસ કે કરુણ રસના નાટક જેવું" ભલે હોય પણ એ બધું સૌન્દર્ય પ્રાપ્તિ માટેની લીલા જ છે એમાં મને હવે જરાએ શક નથી.

સમાપ્ત

# કામીનીઆ ઓઈલ (રજીસ્ટર્ડ)

## વાળને અદ્‌ભુત પોષણ આપે છે.






માથાના શણગારરૂપ વાળના રોગો અને શત્રુઓને હાંકી કાઢવા માટે વનસ્પતી શાસ્ત્રી અનુભવીઓ માથાના વાળ માટે ટોનીક શોધી કહાડવામાં સફળ થયા છે. તેમણે આ કારણથી માથા અને વાળ માટે **કામીનીઆ ઓઈલને** કુદરતી પોષણ જેવું જ ગુણકારી ગણેલું છે. વાળના મૂળીયાને પોષણ આપે તેવા કિંમતી તત્વો તેમાં રહેલા હોવાથી માથામાં કોદરી, ટાલ, ખોડો થતો થતો નથી અને બરટવાળ કાળા ચળકતા અને મુલાયમ રહે છે. વાળના સર્વ રોગને હરનારું સુગંધીદાર **કામીનીઆ ઓઇલ** વાપરો અને સંતોષ પામો.

એક બાટલીની કિંમત...રૂ. ૧—૦—૦ }
ત્રણ બાટલીની કિંમત...રૂ. ૨—૧૦—૦ } વી. પી. ખર્ચ જુદું.

# ઓટો દીલબહાર (રજીસ્ટર્ડ)




**અત્તરોના રાજા**

તેને વાપરવાવાનું ચાલુ રાખવાથી મગજ આનંદી અને તાજુ રહે છે. તેનું એકજ ટીપું તમારી આજૂબાજૂ મનમોહક સુવાસ ફેલાવી દે છે અને પૃથ્વી ઉપર સ્વર્ગ ખડુ કરે છે.

૦ા ઔંસની બાટલીની કિંમત...રૂા ૧—૪—૦ }
એક ડ્રામની બાટલીની કિંમત...રૂ. ૦—૧૨—૦ } વી. પી. ખર્ચ જુદું.

પોસ્ટ ખર્ચ માટે બે આનાની ટિકિટો મોકલી નમુનો મફત મંગાવો.

ા એંગ્લો ઇન્ડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું. પો. બો. નં. ૨૦૮૨ મુંબઈ.

